પુષ્પ-વાટિકા ]　　શ્રી સરસ્વત્યૈ નમઃ　　[ પુષ્પ : ૪૪

# સમાજનું પાપ

[ હિન્દુસમાજનું એક હ્રુદયસ્પર્શી બળવાખોર ચિત્ર! ]

જો હિન્દુઓ આ વાત મારી ધ્યાનમાં લેશે નહિ,
તો ક્યાંય હિંદુ ધર્મનું બસ નામ પણ રે'શે નહિ.
ને આમ બ્હેનો આપણી જો ધર્મથી અળગી થશે,
તો એક દિન આ કોમ જોજો જીવતી સળગી જશે.


પ્રયોજક: "પુષ્પ"



[ પુનઃ મુદ્રણના સર્વાધિકાર પ્રયોજકને સ્વાધીન છે. ]



: પ્રકાશક :

બદામી બ્રધર્સ-વાડીફળીઆ પગથીઆશેરી-સુરત.

* સબ એજન્ટ *

મહમુદ એન્ડ મહમદભાઇ કાગઝી

અલાયાની વાડી સામે ટાવર રોડ-સુરત.

આવૃત્તિ-પહેલી ]　　ઈ. સ. ૧૯૩૦.　　[ પ્રત-૪૦૦૦.

મૂલ્ય: ચાર આના

...પ્રકાશ... ગ્રંથાલય
અમદાવાદ
...ની કૉપીરાઈટ સંગ્રહ
૧૨૨૫૮

# અંતરનો અવાજ

ભગવતી શારદાને સત્કારતું અને પૂજતું મ્હારૂં આ ચુમ્માલીસમું પુષ્પ !

હિન્દુસમાજના રાક્ષસી બંધનોની ચક્કીમાં પીસાઈ, ધૈર્ય અને સહનશિલતા ખોઇ છેવટ ધર્મ અને સમાજને ઠોકરે મારતા એક બળવાખોર પ્રેમી યુગલના ધગધગતા અંતરનો અવાજ ઇતિહાસ રૂપે આમાં આલેખાયલો છે. આંખો મીંચીને ઘોરતી નિર્દય અને નફ્ફટ હિન્દુસમાજ એ આર્તનાદ—એ અવાજનો પડઘો ઝીલે અને જાગ્રત થાય ! પોતાની સંકુચિત મનોવૃત્તિને વિશાળ બનાવી, અભાગીની પતિતાઓ, બાળ વિધવાઓ, અસ્પૃશ્યો અને વિધર્મીઓને અપનાવી—દિન પર દિન પરધર્મમાં વટલાઇ જતાં સંઘબળને પોતાનું કરી, પાંખમાં લેવાની પ્રતિજ્ઞા લે ! પોતાના કાંડા મજબુત બનાવે !

"હિન્દુ" પત્રમાં કટકે કટકે છપાયલી આ "અંતરનો અવાજ" નામક સમાજ—કથા આજ ઘણા સ્નેહીઓની ઇચ્છાને માન આપી પુસ્તકાકારમાં પ્રકટ કરી છે. એ કદમાં ન્હાની છે, પણ વિચારમાં ન્હાની નથી.

જેને આંખો હોય એ આ વાંચે, જેને કાનો હોય એ આ સાંભળે, જેને અંતર હોય એ આર્તનાદની વેદના કલ્પે ! અનુભવે ! ઓળખે ! હિન્દુ કોમના હિતૈષીઓ ! જ્ઞાતિના આગેવાન પટેલીઆઓ ! આની નોંધ લે, અને યુવાન હૃદયો આ જૂનાં જરી—પુરાણાં ગુલામી બંધનોની શૃંખલાઓ તોડી નાખવા મયદાને પડી ઠેર ઠેર મોરચા માંડી ખુલ્લો બળવો જાહેર કરે ! નહિ તો સમાજને અને આપણને બન્નેને મૃત્યુનો સનેપાત થવાની હવે તૈયારી છે.

પ્રભો ! હિન્દુકોમના યુવક-યુવતીનાં હૃદયમાં એ જાગૃતિની આગ હવે જેમ બને તેમ જલ્દી સળગાવે !

વાડીફળીઆ પગથીઆશેરી
સુરત, તા. ૧૫—૫—૩૦

વિનીત "પુષ્પ."
ગમનલાલ હીરાલાલ અડાણી.

# સમાજનું પાપ

પુષ્પ: ૧

## "હૃદયનો રોગ"

"વિનય! વિજયી થઈ વ્હેલા આવજો હોં!" ગૌરીએ અશ્રુભરી આંખે એકાન્ત જોઈ કહ્યું.

*       *       *       *

વિનુ અને ગૌરી ઉભય એક જ ન્યાતના હોઈ પાડોશમાં પાસે પાસે રહેતા હતા. ગૌરીની વય પંદરથી સોળ વર્ષની જ્યારે વિનુની વય ચોવીસથી પચીસ વર્ષની હતી. ગૌરીની માતા એક વેળા વિનુની માતાની ખાસ બ્હેનપણી થતી હતી. પણ એ વખતને આજ વર્ષો વીતી ગયાં છે. આજ તો વિનુ માતા પિતા હીન છે. ન્હાનપણથી જ વિનુ અને ગૌરી રેતીના ઢગલાઓમાં ઈંટોડાં અને મટોડાંના ઘર બાંધી સાથે સાથે રમ્યાં છે. હવે એ સંતાકુકડી, ડાહીનો ઘોડો, અને છાપાતાળી જેવી અન્ય નિર્દોષ રમત-ગમતો રમવાના દિન વહી ગયા છે. વિનુ મ્હોટો થયો છે, તેમજ ગૌરી પણ બાલ્યાવસ્થા તજી, કૌમાર્યવસ્થા પ્રાપ્ત કરી ભર યૌવનને આંગણે આવી ચૂકી છે. ઉભય પ્રેમ-પંખીડાઓ હવે કંઇક સંસાર અને સૃષ્ટિના નિયમોથી સમજણાં થયાં છે. વારંવાર નિઃસંકોચપણે મળતાં એ પવિત્ર ભાવનાશીલ હૈયાંઓ હવે કોણ જાણે કેમ કુદરતી રીતે જ મળતાં-બોલતાં સંકોચાય છે-શરમાય છે.

ખરેખર ! ત્યારે યુવાની શારિરીક સૌન્દર્યની સાથે કંઈક શર્મ આકર્ષણ અને મસ્તાની મસ્તી તથા મશ્કરીની સાથે કંઇક અજબ મોહીની પણ સ્વાભાવિક જ લાવે છે, એ વાત ખોટી નહિ !

ગૌરીમા (ગોરમા)નું અલુણાવ્રત ચાલતું હતું. ગૌરીને પણ આ છેલ્લા અલુણા હોવાથી ન્હાના પ્રકારના—નૌતમ વસ્ત્રાલંકારો વડે શણગારી એની બા એને ગૌરીમાનાં પૂજન અને દર્શન કરવા માટે મંદિરે લઇ ગઇ. પોતાનાં નામ પ્રમાણે એ બાલિકા ગૌરાંગના જ હતી. રાતા રેશમી ફુલવેલના ભરેલા ચણીઆ ઉપર નારંગી રંગી તારા—ટીપકીથી મઢેલી બારીક વાયલની ચોળી વડે તેણે પોતાનું કુમારી વપુ—ઉગતી યુવાનીનું વિકસતું યૌવન—સૌન્દર્ય આકર્ષક રીતે આચ્છાદિત કર્યું હતું. એની ઉપર ખુલ્લા ગુલાબી રંગના તારની બારીક ઓઢણી ઓઢી, તેણે પોતાના નૈસર્ગિક લાવણ્યને ન દેખાય, અગર તો કોઇનો ઓળો ન પડે, એવી રીતે ઢાંકવા બહુ ખુબી અને યુક્તિ વાપરી હતી. છતાં ઉલ્ટી એ આછી જાળમાંથી તો એનો એજ રૂપના રોશની, સોનામાં સુગંધ અને હીરા પર પ્હેલની ગરજ સારી, વાદળાંને ચીરી સુર્ય-ચંદ્ર જેમ પ્રકાશ ફેલાવે છે, એમ કાન્તિના કીરણો ફેંકી રહી હતી. મેંદીના પાને રંગાયલાં લાલમલાલ હાથ-પગ, તાંબુલથી રંગાયલું વદનચંદ્ર, વેસરથી નીચી વળતી નાસિકા, કર્ણફુલોથી લચી પડતી કાનની બુટો, અણીઆળી આંખ, સોની અને મોહનમાળાથી શોભતી હંસગ્રીવા, કુમ્ કુમ્ ચંદ્રિકાથી આકાશમાં પૂર્ણિમાનું ભાન કરાવતું ભાલ, મુદ્રિકા અને મૌક્તિકકંકણ મંડીત મૃણાલ કર, રૂપેરી કટિમેખલાથી રમતો કટિભાગ, અને ઝાંઝરના ભારથી લચકાતા નાજુક ચરણકમળોની મંદ મંદ પગલીઓ ! આ બધું અવશ્ય એક વાર કોઈ

અભિશાપિત અપ્સરાના અંશાવતારનું ઘડી ભર ભાન કરાવે એવું હતું. ન્હાનપણમાં અને તે પણ આવા ગૌરીમાના વ્રત જેવાં સુમંગળ અવસરે સારૂં સારૂં પહેરવા ઓઢવાની હોંસ અને ઇચ્છા સર્વ કોઇ કુમારી કન્યાઓને સ્વાભાવિક જ હોય છે, તે મુજબ આજે એણે માતા પાસે મનહર વેણી ગુંથાવી ઉપર ગુલાબ પુષ્પનો ગુણીઅલ ગજરો બાંધ્યો હતો. દક્ષણી ઢબે ઓઢણી ઓઢી ઉપર પારસી ઢબે એક ન્હાનકડી પીન મારી હતી.

આટઆટલું પહેર્યા—ઓઢ્યા છતાંય એના વદન ઉપર આજ હર્ષની રેખા નહોતી. સુરખીહીન વદનચંદ્ર ઉપર ગમગીની અને ફિક્કાશ સ્પષ્ટ તરી આવતી હતી. પલકેપલકે મલકી પડતું મુખચંદ્ર આજે રાહુથી ઘેરાયલા શશી સમાન નિસ્તેજ અને શ્યામવર્ણું હતું. નીચા નમી રહી અનેરાં સ્હેન ચાળા કરતાં એનાં ચતુર ચપળ અને ચંચળ નયન યુગલો આજે ઉંચી દ્રષ્ટિ કરી રસ્તે જતા આવતા લોકોના ટોળામાં કોઇકને શોધી રહ્યાં હતાં, જ્યારે બીજી તરફ નગર-બાળાઓ ગરબા ગાઇ રહી હતી ગૌરીની માતા સુલક્ષણા પુત્રીને એ સહીઅર મંડપમાં ગરબા ગાવા એકલી છોડી આરતીના દર્શન કરવા દોડી ગઇ. અસ્થિર ચિત્તની ગૌરી સહીઅરોનો સાથ તજી એક બાજુ જઇને ઉભી રહી. તેનું સ્નેહભીનું હૃદય કોઇને મળવા અધીરૂં બન્યું હતું. અને એવાં અધીરાં રાહ જોતાં હૈયાંને પછી ગાવાનું અને ઝીલવાનું તે કયાંથી ગમે?

એટલામાં અચાનક જેમ સિંધના રણમાં તરસ્યા મુસાફરને જળાશય જડી આવે, અને જેવો અકલ્પિત આનન્દ થાય, એવો ગૌરીને થઇ આવ્યો. બીડાયલાં સુર્યકમલોની પાંખડી જેમ પ્રાણદાતાંના પ્રકાશ થતાં જ આપોઆપ ઉઘડે, એ પ્રમાણે એની નિરાશાને લાગ

બીડાયલી પ્રેમાનન્દ-પાંખડીઓ આશા-જ્યોતના અજવાળાં થતાં જ પ્રફુલ્લી ઉઠી. એના પ્રભાહીન ગાલો ઉપર લાલાશ તરી આવી. અધરો ઉપર આછું સ્મિત ફરક્યું. એના જીવમાં જીવ આવ્યો. એનો હૃદયાધાર હૈયાહાર વિનુ એને આવી મળ્યો.

દેવબાળા સમાન દેખાતી દેખાવડી ગૌરીને ઘડી બે ઘડી એ આવનાર યુવાન અનિમિષ આંખે નિહાળી રહ્યો. એના અંતરમાંથી એટલા સ્વગત ઉદ્દગારો સરી ગયા: "પ્રભો ! શું અમારા ભારતવર્ષની ભાગ્યકીર્તિથી લલચાઇ આવી દેવબાળાઓ તો તમારાં સ્વર્ગીય નન્દન-વનો છોડી અહીં નહિ અવતરતી હોય ! એમ હોય તો તે તો કોણ જાણે !"

કોઈ ન જુએ એમ ઉભય પ્રેમીઓ એક એકાંત ઘરના ખુણામાં આવેલા ઓટલા ઉપર ન્હાઠા અને ત્યાં વાતે વળગ્યા.

* * *

"મ્હેં સાંભળ્યું છે. કે વિનુ ! તમે વિલાયત જવાના છો, એ વાત ખરી ?" ગૌરીની આંખમાં આટલું પૂછતાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

"હા, અને એ છેવટની વિદાય લેવાને જ હું અહીં આવ્યો છું, ગૌરી !"

ગૌરી શું બોલે ? અવાચક પાષાણની શિલામાં કોતરેલ એક જડ પ્રતિમા સમાન તે ઉભી હતી. એની આંખો અશ્રુની ધારા વહાવી પોતાની ફરજ અદા કરી રહી હતી, પરંતુ જીભ-જકડાયલી જીભને એના કાર્ય-ક્ષેત્રની ગમ ન્હોતી. આખરે વિનુ જ બોલ્યો:

"ત્હારી બા આવી લાગશે, ગૌરી ! હવે હું જઇશ, હોં !"

"ત્યારે શું જશો...જ ?"

" હા…"

" ફરી ક્યારે મળશો ? "

" કેમ કહેવાય ? અભ્યાસને માટે ત્રણ ચાર વર્ષ તો ઓછામાં ઓછાં જોઇશે. "

ઉભયનાં હૃદયો રડી રહ્યાં હતાં. બેઉએ પોતાની આંખો ઉપર રૂમાલ દાબ્યો. વિનુ બી. એ. એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી સરકાર તરફથી શિષ્યવૃત્તિ મળતાં આગળ બેરીસ્ટરનો અભ્યાસ કરવા વિલાયત જતો હતો, જ્યારે આ બાજુ પોતાનું હૃદય ગુમાવી બેઠેલી ગૌરીના વિવાહની વાતો ચર્ચાઇ રહી હતી. માબાપના કડક ધાકે ગૌરી પોતાનું દિલ ખોલવા જેટલી હિંમત ધરાવી શકી ન હતી. તેમજ નિર્ધન અને સગાંસ્નેહી હીન વિનુને આજ લાંબો વખત થયા મળી પણ નહોતી.

આજે એને વિનુના જવાની ખબર પડી પડતાં જ એક ચિઠ્ઠી પોસ્ટના કવરમાં બીડી વિનુને પહોંચાડી, છેલ્લા મિલનને માટે મંદિરે બોલાવ્યો. આમ છાનાછપના વારંવાર મળી મળીને એણે નાદાન ગૌરીનું હૃદય જીતી લીધું હતું. સ્નેહનાં બીજ બંનેની હૃદય-વાટિકામાં ન્હાનપણથી જ વવાઇ ચૂક્યાં હતાં. આજ થોડો વખત થયાં એમાં વિરહ દરમ્યાન સ્મરણ-વારિના સીંચન થયા કરવાથી એને વૃદ્ધિગંત થવાનો દિન પર દિન અવકાશ મળ્યો હતો. ચીરાતે કાળજે એનાથી એને " ભલે જાવ. " એટલુંયે ન કહેવાયું. આખરે વિનુ જ પુનઃ નગુણો થયો.

"ગૌરી! તું શા માટે રડે છે ? હૃદયની એકેએક છાની વાતો હવે આજે છેવટની વેળાએ તું મોકળે મને બોલી દે. બોલ ત્હારે કંઇ આ પરદેશ ઉડતાં પંખીડાંને કહેવું છે ? "

"બહુ બહુ."

"શું કહેવું છે? સત્વર કહી નાખ."

"હું ત્હને ચાહું છું. વિનુ! તું મ્હને સ્વિકાર, મ્હને સાથે લઈ જા. મ્હને મૂકીને તું એકલો ક્યાં ચાલ્યો જાય છે? પછી અહીં મ્હારૂં શું થશે?"

"પ્રભુ ત્હારી અને મ્હારી એ મંગળ અભિલાષા પાર પાડે. ગૌરી! આટલો વખત થોભી છે. તો બે ત્રણ વર્ષ વિશેષ નહિ થોભી જાય?"

"મ્હારૂં ચાલશે ત્યાં સુધી તો અવશ્ય."

"વચન આપ જોઉં વારૂ!"

ગૌરીએ પોતાનો હાથ પ્રેમીના હાથમાં મુક્યો. એજ વખતે ગૌરીની માને આવતી વિનુએ આઘેથી જોઈ લીધી. "લે હવે જઈશ." કહી તેણે જવાને એક પગલું ભર્યું.

"વિનય! વિજયી થઈ વ્હેલા આવજો, હોં!" વાર્તાને મથાળે મૂકેલું વાક્ય એના મોઢામાંથી અહીં બ્હાર પડ્યું.

"કુમારીકાની અભિલાષ અને આશિષ સફળ થાવ." એટલું બોલી વિનુ ચાલતો થઈ ગયો. સાથે ગૌરીનું હૃદય પણ લેતો ગયો. એને આકાશમાં સુર્ય આથમી ગયો હોય એમ લાગ્યું. આંખે અંધારા આવ્યાં. એ પડી જતી હતી, એટલામાં એની માતાએ પાછળથી આવી એનો હાથ પકડી લીધો. આજ વખતે એને જરા ભાન આવ્યું.

"ક્યારની અહીં શું કરે છે?"

"કંઈ નહિ, બા!" બે હાથ વચ્ચે માથું દાબી રાખી સજળ નયને એણે જવાબ દીધો.

"ગરબો ગાવા ન ગઇ?"

"ના."

"તું રડે છે કેમ? ત્હને શું થયું છે? બોલને!"

"મ્હને ઘેર લઈ ચાલ. બા! ફેર આવે છે."

પુત્રીના હૃદયની ગુપ્ત પીડાથી અજાણી મા એનો હાથ પકડી એને લઇ ઘેર ચાલતી થઇ. રાજરોગથી બુરો એવો એ હૃદયનો રોગ! જેનો ન મળે ઉતાર ઉપાય કે ઔષધ! એમાં અજાણ્યાનું કામ નહિ એ તો અનુભવી જ ઓળખે! સમજે!

× અને આવા હૃદયના રોગે ક્યા પ્રેમીઓને પાગલ નથી બનાવ્યા? ×

પુષ્પ: ૨

## "લગ્ન અને વૈધવ્ય"

"બા! તું કહી રહી, હું પ્રાણાંતે પણ એનું ઘર માંડનાર નથી, એને ચાહી શકનાર નથી."

"કારણ?"

"લગ્ન એ કંઇ સગવડતાનો સોદો નથી. અંતર અંતરને ન ઓળખે, એ પોતે સુખી થાય શી રીતે? અન્યને સુખી કરી શકે કેવી રીતે? બા! સ્નેહવિહોણાં સંબંધના પરિણામ હમેશાં શુન્યમાં જ આવ્યાં છે, અને આવે છે, એમાં સ્વર્ગીય ભાવના નહિ જ ઉતરી શકે."

"એટલે તું કહેવા શું માગે છે?"

"આમ પરાણે પ્રીત-પ્રેમ વિનાનાં બંધન મ્હારા પ્રાણને રુંધ-ગળી નાંખશે. અંતરમાં કલ્પેલા આશાના કિલ્લાઓના ચૂરેચૂરા કરી

નાખશે. મ્હારી આ અભાગીની પુત્રીની શરીર–નૌકા ન રહેશે જીવનને કિનારે, ન જશે મૃત્યુને કિનારે! આંખો આંસુડાં નીચોવશે, અંતર ઉરની વરાળો ઠાલવશે, જીવન જગતને અમૃત તુલ્ય ન થતાં ઝેર જેવું થઈ જશે. માટે કૃપા કરી મ્હારી સંમતિ વિનાના, આ અણગમતા અને અણધાર્યાં લગ્ન અટકાવ. જો મ્હને જીવતી જોવા ઇચ્છતી હોય તો!"

"મ્હાને મોઢે આવી નફટાઇથી બોલતાં શરમ નથી આવતી?" માતાએ બાપડીને તમાચો માર્યો.

"જ્યાં જીવનમાં હળાહળ ઝેરનાં મિશ્રણ થઇ રહ્યાં છે, ત્યાં શરમ મર્યાદા અને માનનાં તાળાં હવે તોડયે જ છુટકો. બા! હું બિનુને ચાહું છું, અને એ પરીક્ષા આપી પાછો ફરે ત્યાં સુધી થોભવા મ્હેં એને વચન આપ્યું છે."

"એ તો પાંચ વરસે આવશે, એનો ભરોસો શો? વિલાયત જઇ વંઠી ગએલા વાંદરાને હું મ્હારી છોકરી આપું? પંદર તો પૂરા થયા, હજુ કેટલાંક બાપને ઘેર કાઢવાં છે? થએલો વિવાહ તૂટયો હોય, એવું કોઇ દિવસ સાંભળ્યું છે? ત્હને શું? ત્હારા બાપની ન્યાતમાં લાખની આબરૂ છે, તે ખાખની થઇ જાય; તેનું કંઇ ભાન છે? અને વરે શું ખોટો છે? ખાસ્સો કોલેજમાં ભણે છે. વળી પાસે બાપદાદાની પાંચ લાખની મુડી છે. રાજાની રાણીની પેઠે ફેરવશે."

"પણ બા! મ્હારે તો રાજાની રાણી નથી થવું. મ્હને તો ગરીબનું સાદું ઝુંપડું જ સુખી અને સંતોષી દેખાય છે. સ્નેહવિહોણાં સામ્રાજ્ય–સુખ કરતાં સ્નેહભર્યાં સુકા રોટલાંની મીઠાશ કોઇ ઓર હોય છે. જો ત્હારે મ્હને આમ આંખે પાટા બાંધી કુવામાં જ નાખવી હતી, તો પછી આટલું ભણાવી–ગણાવી સમજણી ન્હોતી બનાવવી."

"અને એજ મ્હારી ભૂલ થઇ. બેશરમ! આજકાલના છોકરાં! મુઆઓને ભણાવે જ શું? આ બે પાંચ ચોપડી અંગ્રેજી ભણ્યાં, ને જરા મ્હોટાં થયાં, કે બસ પછી વિચાર અને વર્તનમાં વહી જ જવાના! મ્હેં તો ત્હારા બાપને ઘસીને ના પાડેલી, કે મ્હારે ત્હને નથી ભણાવવી, નથી મ્હોટી કરવી, પણ ત્હારા બાપનો શોખ પૂરો ન્હોતો થયો. અને તેનું જ આ પરિણામ આજે......"

"બહુ થયું. બા! લગ્નની સાથે કેળવણીને શો સંબંધ? નાહક તું એને શા માટે નિંદે છે? જ્ઞાનથી તો બુદ્ધિનો વિકાસ થાય છે. બા! હિંદુઓનાં લગ્ન, અને એમાંય અમારાં—વાણીયા બ્રાહ્મણ કોમનાં કન્યાઓનાં, એટલે તો આખી જીંદગીનો સવાલ રહ્યો, એમ તું નથી માનતી?"

"એ તો બધાય જાણે જ છે ને! એમાં તેં નવું શું કહ્યું?"

"તો પછી જેને આખા જીવનનાં સોદા કરવાનાં હોય એને વિચાર કેમ નહિ કરવાનો હોય? અરે એક પૈસાની ચીજ ખરીદતાં પહેલાં માણસ પાંચ દુકાને ફરે છે...એનો તો જરા વિચાર કર."

"હવે બેસ, કર્યો વિચાર! હું કંઇ ત્હારા જેવી ભણેલી નથી, બાપા! તું તો બેરીસ્ટર છે, એટલે ત્હારી સાથે દલીલમાં નહિ ઉતરાય. થયું એ થયું, હવે તું ને ત્હારૂં નસીબ..."

"નસીબને પલટાવવાની શક્તિ મનુષ્યમાં હોઇ શકે છે, બા!"

"ઓહો! મ્હોટી *ભિષ્મનો અવતાર ન જોઇ હોય તે!"

"એમ નથી, બા! છતી આંખે આપણે કુવામાં પડીએ ને નસીબને દોષ દઇએ, એ ક્યાંનો ન્યાય? પ્રયાસ તો મનુષ્ય માત્રે

---

*બ્રહ્મચારી ભિષ્મ પિતામહે યમના દુતને પણ થોડીવાર અટકાવ્યા હતા.

કરવો જ જોઇએ. ભાગ્યને ઘડનારે આપણે, અને ભાગ્યને ઠોકરે મારનારે આપણે."

"તું કહી રહી, ગમે એટલો લવારો કરીશ, પણ હવે કંઇ વળવાનું નથી, અને હું કંઇ જ સાંભળવાની નથી. એ તો ભર્યો ઘડો હવે ઠાલવ્યે જ છુટકો."

"તો પછી ઠાલવવા જતાં હવે એ સમૂળો ફુટી નહિ જાય, એની સંભાળ રાખજે."

*　　　*　　　*

ગૌરીના શબ્દોની કંઇ જ અસર ન થઇ. બાપાએ પોતાનું કાર્ય કર્યું. અભાગીની કન્યા આખરે કાન્તાપદ પામી. આંસુભીની આંખે એણે સળગતાં સાસરામાં ઝંપલાવ્યું. આશાભર્યાં હૈયાનાં ચુરેચુરાં થઇ ગયાં. દહાડો ઉગે ને એને એનો વિનુ સાંભરતો. ડગલે ને પગલે એ ભડભડતી ચિતામાં હોમનાર હિંદુ–સમાજને ઉના આંસુડાંના ધોધથી ન્હરાવતી, અને નિશ્વાસ નાખી કહેતી, કે: "ઓ નિર્દય હિન્દુસમાજ! આ ત્હારૂં પાપ આખરે ત્હને જ નડશે. ત્હારૂં જ નામ કલંકીત કરશે, ત્હારૂં જ મોહું કાળું કરશે."

એના શરીરનો સ્વામી પુનામાં ભણતો હતો. પંદર દિવસની રજા લઇ એ સુરત આવ્યો, અને ગૌરીને સૌભાગ્યવતીનો ચંદ્રક કરી પાછો ચાલ્યો ગયો. પરીક્ષાને મહીનો બાકી હતો. ગૌરીનું સાસરૂં શહેરમાં જ હતું. સાસરીઆઓએ ગુણવંતને રજામાં ઘેર આવવા લખ્યું. 'હું મુંબઇ જઇને આવીશ.' એવો જવાબ લખી ગુણવંત પરીક્ષા આપી બારોબાર પોતાના સ્નેહીઓ સાથે સહેલ કરવા મુંબઇ ઉપડ્યો.

આ બાજુ સાસુજીએ વહુને આણું કર્યું. વહુ-દીકરાને હસતાં બોલતાં જોઈ હૈયાં ઠારવાનો ડોસીને અભરખો હતો. સારો દિવસ જોઇ શિખામણ દઇ માએ પુત્રીને સાસરવાસે વળાવી. હૃદય ઉપર પત્થર મૂકી નવ-વધૂ ગૌરી સાસરાને ઉમરે ચઢી.

"વહુ આવી...વહુ આવી" એમ બે દિવસ તો થઇ રહ્યું. રજા પડયાને વીસ દિવસ પણ થઇ ગયા. 'હવે પરીક્ષાનું પરિણામ બ્હાર પડતાં જ ગુણવંત ઘેર આવશે.' એ આશાએ શ્રીમંત કુટુંબનાં સગાંવ્હાલાંઓ ભાઇની વાટ જોવા લાગ્યા. આ બાજુ પરિણામની તારીખ પાસે આવવા લાગી. ગુણવંત ઘેર જવાને અધીરો થઈ દિવસ ઉપર દિવસ ગણવા લાગ્યો.

એનો ઇરાદો પરીક્ષાનું પરિણામ બ્હાર પડે, એટલે વિજય-વધામણી લઇને હસતે વદને જ ઘેર આવવાનો હતો. પણ મનુષ્ય ધારે છે શું ! અને ઇશ્વર કરે છે શું ?

જ્યારે બીજી તરફ "પોતાની શરીર સંપત્તિનો માલીક આવે છે." એ ખબર સાંભળતાંજ ગૌરીના હૃદયને કારમો આઘાત લાગ્યો. એની ધીરજ શ્રદ્ધા સંયમ અને સહનશિલતા ખૂટયાં. કેમે કરી એ વિતુને હૃદયમાંથી ન હડસેલી શકી. ચિન્તામાં ને ચિન્તામાં એ પથારીમાં પડી.

એક બાજુ આનંદ અને બીજી બાજુ આઘાત ! ગૌરીની તબિયત દિન પર દિન લથડવા લાગી. અને "આવતી કાલે પરીક્ષાનું પરિણામ જાહેર થશે, એટલે પરમ દિવસે ગુણવંત અહીં આવી પહોંચશે'...એવી મંગળ વધાઈ સાંભળવા પણ એ બે દિવસ વધારે ન થોભી. આખરે એના અત્યાગ્રહે લાચાર થઈ એના માબાપ એને પોતાને ઘેર-પીએર તેડી ગયા.

બીજે દિવસે પરિણામ બ્હાર પડયું. એમાં ગુણવંતનું નામ ન્હોતું. "વહુને...સગાંવ્હાલાંને શું મોઢું બતાવીશ ?" એ વિચારે

એનાં યુવાન હૃદયને ચકડોળે ચઢાવ્યું. 'એક આશાભરી યુવતીની પાછળ શી દશા થશે'? એ વિચાર કરવા એ ભણેલોગણેલો યુવાન ન થોભ્યો. એણે સાહસ કરી નાખ્યું. મુંબઇના દરીઆમાં પડી એણે જીંદગીનો અકાળે અંત આણ્યો. અને આમ લગ્નને પાંચમે મહીને ગૌરીને કપાળે વૈધવ્યનો સિક્કો ઠોકાયો.

* આવાં લગ્નને લગ્ન અને વૈધવ્યને વૈધવ્ય કહેનાર હિન્દુસમાજ તુંજ છે. *

---

પુષ્પ: ૩ "ગૃહત્યાગ"

સાસરું ત્યાગી પીએર ગયા પછી ગૌરીની તબિયત જરા જરા વળવા લાગી. ડોકટરની સલાહથી કોઇએ એને કાને એ બાલ-વૈધવ્યની કરૂણાભરી વાત ન નાખી. અંતે બે માસે એ હાડપિંજરનું ખોળીઉં પથારીમાંથી ટટાર થઇ હરવા-ફરવા લાગ્યું. હવે એના માતાને પુત્રીના શબ્દોને–એના અંતરના અવાજને ઠોકરે મારવાના પરિણામનું ભાન થયું. એની જીભ પોતાની એકની એક પેટની પુત્રીને એના દુર્ભાગ્યના સમાચાર આપવા ન્હોતી-ઉપડી ન્હોતી ઉપડતી. ન્યાતીલાઓ સુતક કાઢી એને વૈધવ્યવેશી બનાવવા ટુંપી ખાતા હતા. પણ એ જનેતાની આંખો એનું કેશવિહીન મસ્તક અને કંકણવિહીન હાથ જોવા ન્હોતી તૈયાર થતી.

છતાં સમાજનાં ક્રૂર બંધને આખરે એને એ કલેજાં કમકમાવે એવી ભયંકર વિધિ કરાવવાની ફરજ પાડી. એકાંત મળતાં જનનીએ

આંસુભરી આંખે પુત્રીને માથે પ્રેમભીનો હાથ ફેરવતાં દીલનો ડુમો બ્હાર કાઢવા પ્રયત્ન કર્યો: "બ્હેન...બ્હેન...ગૌરી" પણ એના હોઠો-માંથી એ કાળા કલેજું વિદારનારા શબ્દો કેમે કરી બ્હાર ન પડી શક્યા.

"બા ! બા ! તું રડે છે કેમ ? શું કહે છે ? બોલને ? હું સાસ-રેથી ચાલી આવી, ત્હારૂં કહ્યું ન માન્યું, તેથી દુઃખી થાય છે ? જો એમજ હોય, મ્હારા સળગતા સાસરવાસથી જ ત્હારી આંખો ને હૃદય રડતાં હોય, તો હું હવે સારી થઇ ગઇ છું. આજે જ અત્યારે જ પાછી જવાને તૈયાર છું."

અને માતા ! જન્મદાતા જનેતા ! એને શો જવાબ આપે ? છતાં હૃદય કઠણ કરી અંતે એ બોલી: "બ્હેન ! સાસરાનું સુખ હવે ત્હારા નસીબમાં નથી લખાયું."

"એટલે ! એટલે ?" એના ડોળા ફાટી ગયા.

"હું ત્હારા સૌભાગ્યને ખાતર નથી રડતી, પણ...પણ..."

"ત્યારે શા માટે ?"

"દુર્ભાગ્યને માટે... વૈધવ્યને માટે.. રડી રહી છું."

"કોનું વૈધવ્ય ! કોનું દુર્ભાગ્ય ?"

"ત્હારૂં... દીકરી... ત્હારૂં..."

"હું વિધવા થઇ ! કોણે કહ્યું ? ક્યારે ?"

"અહીં આવી એજ દિવસે..."

"બા ! બા ! તું આ શું બકે છે ? મ્હને અહીં આવ્યાને તો બે મહીના થયા..."

"ત્હારા પતિએ પરીક્ષામાં નાપાસ થતાં સમુદ્રમાં પડી આત્મહત્યા કરી. ડોકટરે ત્હારી માંદગીમાં ત્હને એ ભયંકર સમાચાર..."

" ઓ... મા... બસ...... મ્હને ફેર આવે છે... મ્હારો પકડ... હું પડી જઈશ..."

બીજી જ પળે એ બેહોશ થઇ તૂટી પડી. એની ં અવસ્થામાં જ એની માતાએ એના મંગળ શણગાર ઉતારી વૈધવ્ય વેશી બનાવી દીધી. ફકત પાંચ માંસમાં જ એના સંસાર કનો છેલ્લો પડદો પડયો. લગ્નના લ્હાવ લેવાઇ ચૂકયાં. એનાં અને સુખનાં લીલામ થઇ ચૂકયાં હતાં, હવે સૌન્દર્ય અને શર લીલામ બાકી રહ્યાં હતાં. જીવન પુસ્તકનો પૂર્વાધ-લગ્ન વંચાઇ હવે ઉત્તરાર્ધ-વૈધવ્યનું પ્રથમ પાનું ઉઘડયું. શ્રીમંત સાસરીઆ એને નઠારાં પગલાંની ગણી ઉમરે પણ ન ચઢવાની સખ્ત ફર આખી જ્ઞાતિના લોકોએ ઘેરેઘેર એને કાળમુખી અને કર્કશાને ઉ વગોવી. એની સાતે પેઢી ઉથલાવવામાં સાસરીઆઓએ મણા ન " પરણ્યા પહેલાં જ રાંડ ખરાબ ચાલની હતી. પેલા વંઠેલ વિ ગએલા વિનુ સાથે..." વગેરે વગેરે ખોટી-ખરી અફવાઓ નિં સમાજે બાપડીને માટે ઉડાડવા માંડી. જરા દબાતી-ચંપાતી એટલે નીકળે તો રસ્તે જતા આવતા ન્યાતીલા અને પાડોશણો તરત આંગળી કરે! પિતાએ પણ પોતાની આબરૂને ડાઘાં-ડપકાં બાળી પીએર પડી રહેલી પુત્રીને હવે અળખામણી આંખે જોવા છતાં માતાનાં-જનેતાનાં હેત હજુ ન્હોતાં ઓસર્યાં. એ એવાંને જ હતાં. પુત્રીની એ વિવાહ સમયની કરૂણ વિનવણીઓને ઠોકરે વાનો પ્રસંગ હજુ એ ન્હોતી ભુલી. વૈધવ્યવેશી પુત્રીનું આંસ વદન નિહાળી એ અંતરમાં ને અંતરમાં હવે બળવા લાગી. ચ એ પણ માંદગીને-મ્હોતને બિછાને પટકાઇ. દીલનો દુઃખ એને કોરી

મૂંડયો. એક નિર્દોષ આત્માના અંતરનાં અવાજની એણે અવગણના કરી હતી.

અને આમ દુઃખે-પાપે ચાર લાંબા વરસ જોતજોતામાં વીતી ગયાં. માતાની માંદગીના દુઃખમાં ગૌરી હવે પોતાનું દુઃખ વીસરી ગઇ. ત્યાં એક દિવસ ઓચિંતો તાર આવ્યો. પિતાની ગેરહાજરીમાં ગૌરીએ એ લઇ ફોડયો. એ વિનુના આગમનનો હતો. પણ વધામણીનો ઉત્સવ ઉજવવાનો એ બાપડીને આજે વખત ન્હોતો. પાણી ભરેલી આંખે અને ધ્રુજતે હાથે એ તાર લઇ પોતાની લાંબા વખતથી પથારીવશ પડેલી માતા પાસે ગઇ. "બા! આ તાર આવ્યો છે."

"કોનો તાર છે? બ્હેન!"

"વિનાયકનો...એ પાસ થયા છે...અને...આવે છે..." એટલું કહેતાં એનાથી છુટી પોકે રડાઇ જવાયું.

"ઓ પ્રભુ! બ્હેન!...હું...જાઉં છું...તું..."

કહેવાનું કહ્યા વિના એનો પ્રાણ ઉડી ગયો. "ઓ બા...બા...તું ગઇ...અને મ્હને મારતી ગઇ...જનારા કરતાં પાછળ જીવતા રહેનારાની દશા ..એનો ખ્યાલ...નથી કરી શકાતો...ઓહ...બા...બા વિનુને હું શો જવાબ દઇશ? મ્હારૂં આ કાળું મોઢું હવે કેમ કરી બતાવીશ?"

માતાનાં મુડદાને ત્યાં જ છોડી એ અભાગીની આવેશમાં ને આવેશમાં ઘર છોડી ગઇ. જ્યારે ગૌરીનો બાપ નોકરીએથી પાછો ફર્યો, ત્યારે એણે પત્નીનાં શબ પાસે તાર પડેલો જોયો. ગૌરીની શોધ કરી પણ પત્તો લાગ્યો નહિ. "નક્કી...એના યારને...મળવા મુંબઇ ગઇ..." એમ અનુમાન બાંધી એ અવિચારી પુરૂષે પણ ત્યાં ને ત્યાં આબરૂના

કાંકરા થઇ જતાં અટકાવવા ઝેર પી જીવનનો અંત આણ્યો. આખી ન્યાતમાં—આખા મહોલ્લામાં "એ કોઇની સાથે ન્હાસી ગઇ...ભાગી ગઇ...કાળું કર્યું..." એ એકજ વિષય ચર્ચાઇ રહ્યો. આમ સમાજની રૂઢીને વળગી રહેવા જતાં એક સુખી કુટુંબનું સત્યાનાશ નીકળી ગયું.

અને એનું પાપ કોને માથે? સમાજ ત્હારે માથે!

---

પુષ્પ: ૪

## "પ્રેમીની પરીક્ષા"

પૂરા પચાસ કદમ એણે નહિ ઉપાડયા હોય, ત્યાં તો એનાં ટાંટીઆ ભરાઇ આવ્યા. આગળ વધવાની ઇચ્છા છતાં એના પગ આગળ ન ઉપડી શક્યા. હૃદયમાં "આગળ જવાની અને પાછા હઠવાની" ભિન્ન ભિન્ન સ્ફુરણાઓનું દ્વંદ્વ યુદ્ધ જામ્યું. આખરે ડગમગતું દીલ નિષ્ઠુર છતાં લોકસમાજની નિન્દા તરફ પાછું ખેંચાયું. એ જેટલી ત્વરિત ગતિએ દોડી આવી હતી, એટલી જ મંદ ગતિએ ઘર તરફ પાછી ફરી.

પરંતુ મકાનમાં પ્રવેશતાં જ એણે માતાની પથારી પાસે પિતાનું મુડદું પડેલું જોયું. એની આંખે અંધારાં આવ્યાં. શરીરની રૂંવાટી રૂંવાટીએ કમકમાં ભરાયાં. થોડીવાર સુધી તો એ અવાચક બની જઇ ને ત્યાં ઉભી રહી. "આ શું થઇ ગયું? અને હવે શું કરવું?" એ એને ન સમજાયું. પિતાના હાથ આગળ એક પ્યાલી પડેલી હતી. અનુમાનથી એણે અટકળી લીધું, કે પિતા પ્રતિષ્ઠાના યજ્ઞમાં ભોગ હોમ્યા

પછી આજ પોતે પણ લોકલજ્જાની ભઠ્ઠીમાં કુદી પડયા છે. એની આંખ આગળ...ખૂન...પોલીસ...અદાલત...અને ફાંસીની સજાના ચિતારો તરવરવા લાગ્યા. "જે આબરુની ઉપર ઢાંકપિછોડો કરવા પિતાએ વિષપાન કીધું છે, એજ આબરૂના પડદા અદાલતમાં જઇ જનસમાજ સમક્ષ ઉઘાડા કરવાની એના હ્રદયે સાફ ના પાડી.

એના હ્રદયમાં વિચારોનું મંથન થઇ રહ્યું. "હવે અદાલત કોને માટે ? પ્રતિષ્ઠા જાળવવાની ટેક કોને ખાતર ? જેને એની ઘેલછા હતી, એ બિચારાં તો ચિર નિદ્રામાં પોઢી ગયાં, હવે મ્હારે લોકલજ્જા અને લોકનિન્દાના ઘુંઘટપટમાં મ્હારૂં આ કેશવિહીન અને કલંકીત મસ્તક શા માટે છુપાવવું ? સમાજે એના બંધન યજ્ઞમાં પોતાનાં જીવન હોમનાર મ્હારા આ માબાપોની શી કદર કરી છે, કે મ્હારી-એનાં બંધન છેદનારની કરવાની હતી ! બસ...જો સમાજ અમને અભાગીનીઓને એના અંગ તરીકે નથી સ્વીકારતી, પરંતુ ઉલટા આરોપો મૂકી અમને ઠોકરે ઉડાડે છે, અમને હસે છે, વગોવે છે, તો હવે હું પણ એને ઠોકરે ઉડાડીશ, હસીશ, વગોવીશ, ઠેર ઠેર તિરસ્કારીશ.

હવે આ ઘર અને બ્હાર ! એ બધું કોને માટે ? આ જીવન અને એનાં આ જતન શાને માટે ? કોઇ કોઇનું નથી. જગતને જીવોની પરવા નથી, તો જીવોને હવે જગતની પરવા નથી. આવું અરૂચીકર અમંગળ-અંધકારમય જીવન જીવી, સમાજની નિન્દાના પથરો નફ્ફટ થઇ મસ્તકમાં વાગવા દેવા, અને માતા પિતાના આ અકાળ મૃત્યુ-દ્રશ્યના સ્મરણો આંખો સમક્ષ તરવરતાં રાખવાં, એના કરતાં મૃત્યુને એક વખત આલિંગન દેવા આમ આત્મહત્યા કરવી એ શું ખોટું છે ?"

ફરી હૃદય–પલટો થયો, વિચાર પલટાયાં. ફરી આવી હતી એમ ઓરડાનાં દ્વાર એમને એમ અફળાવી એ બ્હાર નીકળી. હૈયું હારેલું હતું. પગ ભાંગેલા હતા. બે ડગલાં ભરી પાછળ જોતી તો બે ડગલાં ભરી આગળ જોતી એમ એ અનિશ્ચિત મગજની અભાગીની અંધારામાં આગળ વધતી સરિતા તાપીને શાન્ત તટે આવી ઉભી રહી. મૃત્યુનાં મહાજાપ જપતાં એના હોઠ બીડાઇ ગયા. આંખો ઇશ્વરની લીલાને અંતિમ વેળા અવલોકી લેવા સ્થિર થઇ ગઇ. અડગ નિશ્ચયી બાળાએ આત્મહત્યા કરતા પહેલા સરિતાના શાન્ત અને સ્થિર જળમાં છેલ્લી નજર નાખી. ભીની કીકીઓમાંથી બે આંસુનાં ટીપાં ટપકી પડયાં. એજ વખતે જેમ જાણે એના હૃદયનું અજ્ઞાન–અંધારૂં ટાળી જ્ઞાનને પ્રકટ કરવા કુદરતે જ પ્રેરણા કીધી હોય. તેમ કાળાં વાદળનું પડ એકાએક ચીરી એમાંથી ચંદ્રે પોતાનું અર્ધમસ્તક કાઢી ડોકીઉં કર્યું. એના ઝાંખા પણ રૂપેરી પ્રકાશની છાયા ઘડીભર એ નિર્મળ પાણી ઉપર પથરાઇ રહી "ઓ પ્રભુ! જાણ્યા ન જાણ્યા વિના, સમજ્યા ન સમજ્યા વગર, ગમે એમ પણ સમાજના સીતમમાંથી છૂટવા હું અભાગી આ આત્મહત્યા કરૂં છું. અને જો ત્હારી દૃષ્ટિએ એ પાપ લેખાતું હોય, ત્હારી ન્યાય–પોથીમાં એને માટે કંઇ સજા નિર્માણ થઇ હોય, તો તે સ્વિકારવા પણ હું હવે તૈયાર છું...પણ..."

એ આગળ ન વદી શકી. એનો કંઠ ભરાઇ આવ્યો, એની ભીની આંખોએ એ નિર્મળ જળની ઉપર એક છાયા–ચિત્રનું પ્રતિબિંબ પથરાયલું દીઠું. એ પહેલાં તો ક્ષણભર ડરી ગઇ, પણ પાછળથી એકાએક આકૃતિ સ્પષ્ટ ઓળખાતાં ચમકીને બોલી પડી: "કો...કો...મ...વિ...નુ...નું..."

એને કેમ જાણે વિનુ એને આ સાહસ કરતાં અટકાવતો હોય, અને એમ કહેતો હોય, કે "ગૌરી ! આટલી નાદાન વયમાં આવાં મૃત્યુનાં મોહ અને ઘેલાંપણ શા? આમ આવ, પાછી ફર...ત્હને કોઇ નહિ સ્વિકારે તો હું કેવો બેઠો છું? મ્હને પૂછ્યા સિવાય, મ્હને મળ્યા સિવાય, મ્હારી સંમતી લીધા સિવાય આવું સાહસિક અને અવિચારી પગલું ત્હારે ન જ ભરવું જોઇએ. આત્મહત્યા કરી પાછળ જગતના ઇતિહાસને પાને કાળું કલંકીત નામ ચિતરાવવા કરતાં નિર્દય અને નફ્ફટ બની એ ઇતિહાસોનાં પાનાં ઉજ્વળ કરતાં ત્હને નથી આવડતાં?"

આંખો મીંચીને ઉઘાડી એટલી વારમાં એ છાયામૂર્તિ અદ્રશ્ય થઇ ગઇ. એ પાંપણના નહિ જેવા પલકારામાં એના હૃદય સાથે ઉપરાઉપર ભણકારા અથડાઇ ચૂક્યા. એનો નિશ્ચય ડગ્યો. 'વિનુને પૂછ્યા વિના આવું કઠ્ઠન પગલું ભરવું'. એને અયોગ્ય ભાસ્યું. 'વિનુને મળ્યા વિના' મૃત્યુને આલિંગતાં હવે એને આંચકો લાગ્યો. અંધારાંના ઓળાં ઉપર પ્રકાશનાં પ્રતિબિંબો ધીમે ધીમે પથરાવાં લાગ્યાં. સંયમની શિલા ઉપરથી એની વૃત્તિનો પગ લપસ્યો. 'વિનુ...એ...મ્હને સુખી કરી શકતો હોય તો પછી મ્હારે મરવાની શી જરૂર છે'? એમ વિચાર આવતાં એ નીચે બેસી ગઇ. વિચારમાં ને વિચારમાં એ આડી પડી. આકાશ તરફ ઉંચે જોતી એની આંખોની પાંપણો મીંચાઇ ગઇ. થોડા કલાકને માટે એ જગતને અને જગત એને અરસપરસ ભુલી ગયાં.

વ્હેલી સવારમાં એની આંખોના પોપચાં ઉપર પ્રકાશ પડતાં જ એ સફાળી જાગી ઉઠી. 'આજ લોકોને ખબર પડશે, શહેરમાં હો—હા થશે, અને વિનુ પણ આવી પહોંચતાં મ્હારી શોધખોળ કરશે'. એમ એક પછી એક કલ્પનાઓ એના મગજમાંથી પસાર થવા લાગી. હાથ

મોઢું ધોઇ એ આજનો દિવસ દુઃખે-પાપે, ભુખે-તરસે લોક નજરથી છુપાવીને વિતાડવા શહેર છોડી ચાલતી થઇ ગઈ.

અને પછી એણે કલ્પ્યું હતું, એમજ બન્યું. વ્હેલી સ્હવારમાં વિનુ બીજે ક્યાંય ન થોભતાં સીધો સ્ટેશનેથી ઉતરી ગૌરીને ઘેર આવી ઉભો. એ અમસ્તા ભીડાયલાં દ્વાર જરા ધક્કો લાગતાં જ ખેપોળા થઈ ગયાં. વિનુએ અંદર ગૌરીના માતા-પિતાની લાસો પડેલી જોઇ. આડોશીપાડોશીઓને એણે બુમ મારી એકઠા કર્યા. કોઇ ગૌરીનો પત્તો આપી શક્યું નહિ. સર્વ કોઇએ આરોપ એ નિર્દોષ વિધવા ઉપર જ ઢોળ્યો. પછી તો પોલીસ આવી પહોંચી. પંચકેસ થયો. ન્યાતીલાઓ સાથે મળી વિનુએ આખરે એ મૃતદેહોને અગ્નિદાહ દીધા.

ગૌરીના પરણ્યાનો, રાંડયાનો, અને છેવટ આમ અણધાર્યા પલાયનનો ઇતિહાસ એણે અથથી ઇતિ પર્યંત જાણ્યો. "આત્મહત્યા જ કરી હશે." એમ એના મનમાં ચોક્કસ થઈ ગયું. શહેરના ખુણેખુણા શોધી વળવા છતાં એને ગૌરીનો પત્તો ન જ લાગ્યો.

રાત્રી પડી. એના જ વિચારમાં વિહ્‌વળ બનેલો એ આત્મા પથારીમાં પડયો. ત્યાં કોઇએ દ્વાર ઠોક્યું. હાથમાં ફાનસ લઈ એ નીચે ગયો. દ્વારની સાંકળ ઉઘાડી. ફાનસનો પ્રકાશ બહાર ઉભેલી વ્યક્તિના મોઢા ઉપર હવે પડયો. એજ વખતે એના મોંઢામાંથી સહસા આટલા શબ્દ બહાર પડી ગયાઃ "કોણ...ગૌરી...તું...અત્યારે?"

"પહેલાં અંદર ચાલો, પછી જે પૂછવું હોય તે પૂછો."

ગૌરી અંદર ચાલી ગઈ. દ્વાર પાછાં બીડાઈ ગયાં.

## “ આવી એવી ગઈ ”

“ ગૌરી! તું ક્યાં હતી? ક્યાંથી આવે છે?”

“ મૃત્યુને કિનારેથી પાછી ફરી છું. વિનુ! હું નથી ધારતી કે હજુ તમે મ્હારા ઇતિહાસથી અજાણ્યા હો!”

“ તો શું તું આત્મહત્યા કરવા ગઈ હતી?”

“ હિંદુસમાજે અમારા જેવી અભાગીનીઓને માટે વિલાસી અને વિકારી વૃત્તિઓને વિદારી નાખવાને, જીવનમાંથી સ્નેહ અને સુખની છાયા ભૂંસી નાંખવાને એ સિવાય બીજો કયો રસ્તો ખુલ્લો રહેવા દીધો છે?”

“ તો પછી તું પાછી કેમ ફરી?”

“ મ્હારા અંતરના અવાજને માન આપવાને! જગત આખાની કસોટી કરી છેલ્લો અભિપ્રાય બાંધવામાં રહી જતી એક પ્રિય વ્યક્તિના હૃદયનું માપ માપવાને.”

“ સમજ્યો. ગૌરી! ત્હારા કહેવાનો ભાવાર્થ હું સમજી ગયો. કહે વારુ! હું ત્હને શી મદદ કરૂં? નિષ્ઠુર વિધાતાના વમળમાં ઘુમરી ખાતી......”

“ વિધાતાના નહિ પણ નિષ્ઠુર હિંદુસમાજના-એના રૂઢીબંધનનાં વમળમાં ઘુમરી ખાતી કહો...”

“ તું કહે એમ. બોલ, આ વિનુ ત્હારે માટે શો ભોગ આપે?”

“ મ્હારો હાથ પકડો...મ્હને એ વમળમાંથી બ્હાર ખેંચી કાઢો.”

“ ગૌરી! એ મિથ્યા પ્રયત્ન હવે શા માટે?”

" તમે ડરો છો ? કંપો છો ? તમારો જીવ નથી ચાલતો ? "

" નહિ. એ વમળમાં કુદી પડવા હું આ ક્ષણે તૈયાર છું, પણ એથી શો લાભ ? મ્હારામાં ત્હારી સાથે ડુબવાની શકિત છે, પણ ત્હને બચાવવાની નથી..."

" તો પછી મ્હારી પાછળ નાહક પડવાની પણ કશી જરૂર નથી. જાવ...ચાલ્યા...જાવ. મ્હને એકલીને જ મરવા દ્યો. મ્હારે એમાં બીજા કોઈને ભાગીદાર નથી કરવો. "

" પણ કુંવરી ! આ સાહસનું પરિણામ પસ્તાવા સિવાય બીજું નહિ આવે "

" જેને જીવવું છે, જે મૃત્યુનાં ભણકારાં માત્રથી કંપે છે, એને એ વિચાર કરવા રહ્યા; બાકી જેને મરવું જ છે, જેને જીવન અને મૃત્યુમાં જરા પણ ફેર નથી લાગતો, જે મ્હોતને મુઠ્ઠીમાં લઇને ફરી રહી છે, એને એનો ખ્યાલ પણ કેવો હોય ? "

" પરંતુ પ્રતિષ્ઠા ? "

" પ્રતિષ્ઠા તમે કોને કહો છો ? સળગતી ચિતા સમક્ષ સ્મશાનમાં પુનર્વિવાહની વાતો કરનાર પુરૂષ એ પ્રતિષ્ઠિત ! અને વર્ષોથી વિધવા થયેલ બાળાનાં હાસ્ય, આનંદ, પ્રેમ અને પુનર્લગ્નના વિચાર એ વિકાર અને પાપના પર્વતો ! લગ્ન-ઉત્સવોમાં વેશ્યાઓનાં ગાન-શ્રવણ એ પવિત્રતાનાં અને પ્રતિષ્ઠાનાં પગલાં લેખાય ! એનાં સુખ-દર્શન કરવાં ભલભલા શ્રીમંતો અને ખાનદાનો આકર્ષાય-આમંત્રાય, અને ઘરમાં વિધવા પુત્રીનું મોઢું જોવું એ અપશુકનીયું ગણાય ! એનું એકાદ કરૂણગાન કાને પડે તો આંખનાં ભવાં ચઢી જાય ! એ પ્રતિષ્ઠા-એ આબરૂની તમે વાત કરો છો ? સમાજની એ કલંકીત કીર્તિ-કહેવાતી કીર્તિને ખાતર શુદ્ધ સ્નેહનો ભોગ આપવા તૈયાર થયા છો ? "

"પણ ગૌરી! આકાશમાં ચંદ્ર કલંકિત હોય કે નહિ હોય, ઈશ્વર જાણે, પરંતુ જગતની આંખ તો એને એવો જોતી આવી છે, અને જોવાની જ."

"ભલે જુએ, પણ એની સાથે તમે એને એવી આંખે શા માટે જુઓ છો?"

"કાં! મ્હારે પણ આખરે રહેવું છે તો એજ જગતમાંને?"

"જગત્ તો કાલ ઉઠીને સૂર્યમાં પણ કલંકનો ધબ્બો છે, એમ કહેશે. તમે એ માનશો?"

"જેને દુનિયામાં રહેવું હોય તેને તો દુનિયાની પાછળ દોરાયે જ છુટકો-એની વાત માન્યે જ છુટકો."

"દુનિયાની પાછળ તમે દોરાવ, એના કરતાં દુનિયા તમારી પાછળ દોરાય, એવું તમે કંઇક કરી બતાવો, એમાં તમારૂં પુરૂષત્વ કહેવાય!"

"ગૌરી! ત્હારી પુરૂષત્વની વ્યાખ્યા સામાન્ય કોટીના મનુષ્યને નહિ પણ કોઇ મહાપુરૂષને લાગુ પડે એ પ્રકારની છે."

"તો એવા મહાપુરૂષ થવાની તમને હોંસ નથી? દુનિયાની પાછળ આંખ મીંચી દોરાવા કરતાં ગાડરીઆના પ્રવાહની માફક દોડતાં દુનિયાના ઘેટાંઓને તમારી પાછળ દોડતાં કરવાની તમને ધગશ નથી?"

"ઇચ્છા તો બધી બહુયે હોય. પરંતુ મનુષ્યની ધારેલી ઇચ્છા ફળિભુત થાય ત્યારે જોઇએ જ શું?"

"તો શું તમે આટલા શિક્ષિત અને સંસ્કારિત છતાં સમાજનાં બંધનો તોડવાનું પગલું ભરતાં આચકો ખાવ છો?"

"શાન્ત થા, ગૌરી! દુનિયામાં જન્મનાર દરેક મનુષ્ય મહાપુરૂષ નથી થઈ શકતો. સમાજનો શિક્ષિત થએલો એકેએક યુવાન સમાજનાં

બંધનો તોડવા શકિતમાન નથી થઈ શકતો. એને સમય અને સંજોગ પણ કોઈક વાર જોવા પડે છે."

"જો એમ જ હોય તો તો પછી એ શિક્ષણ અને એ સંસ્કાર ઉપર ધુળ પડી. કેવળ કોરી વિચારમાં આગળ વધારી શકે પરંતુ વર્તનમાં નહિ, એવી વિદ્યા મેળવી ન મેળવી બધું સરખું."

"પરંતુ ગૌરી! તું આજે મ્હારા ઉપર આમ ચીડાય છે, તો એ કેમ નથી વિચારતી, કે આમાં પ્હેલી ભૂલ ત્હારી પોતાની છે."

"મ્હારી ભૂલ!"

"અલબત્ત, શું મ્હારા આવ્યા સુધી રાહ જોવાનું વચન ત્હેં મ્હને ન્હોતું આપ્યું?"

"પરંતુ એમાં હું જવાબદાર નથી. મ્હારા માબાપે મ્હને પરાણે એ ભૂલ કરવાની ફરજ પાડી હતી."

"તો બસ, તું અત્યારે મ્હારી તરફથી જે જાતનાં વર્તનની આશા રાખે છે, તે પગલું તે વખતે ભરી બતાવતાં ત્હને ન્હોતું આવડતું? સમાજનાં બંધનો તોડવાની–એની સ્હામે પડકાર કરવાની મ્હને ફરજ પાડતી ત્હારી આ શકિત એ વખતે કયાં અદ્રશ્ય થઇ ગઈ હતી?"

"મ્હને તો સંજોગો વિપરિત હતા, તમને તેમ નથી. હું તો પરતંત્ર હતી, જ્યારે તમે તો સ્વતંત્ર છો વિનય! હું આપની સાથે વધારે વાદવિવાદમાં ઉતરવા નથી ઇચ્છતી. આ આશાભરી અભાગીની આપની પાસે એનો છેલ્લો જવાબ માગે છે. કહો, આપનો અંતરનો અવાજ આપને શું કહે છે?"

"ગૌરી! મ્હારૂં હૃદય ત્હારી આ હાલત જોઇને ચીરાઇ જાય છે, અને એમ થાય છે, કે આ પળે જ ત્હારો હાથ પકડી ત્હને સુખી કરૂં. પરંતુ એમ નથી કરી શકતો."

"કારણ?"

"પછી આપણાં બંનેનાં કલંકીત જીવન જીવવાનો કંઇ અર્થ જ રહે નહિ એટલા માટે."

"તો નિષ્કલંક જીવન જીવ્યા કરો. મ્હારે ખાતર તમારે કલંકીત થવાની જરૂર નથી. બસ...હવે હું જાઉં છું. જેને મન સ્નેહ કરતાંય સમાજનાં બંધન ભારે છે, એને માટે આ ગૌરી નથી સર્જાઇ. ગૌરીને સમાજે ઠોકર મારી છે, તો ગૌરીએ સમાજને ઠોકરે મારી છે. અને જે એની સાથે રહી સમાજને ઠોકરે મારવાને તૈયાર હોય, એને જ એ પોતાનો જીવન સંગાથી કરવા હવે તૈયાર છે."

"પણ હું ત્હારે માટે તું કહે એવી વ્યવસ્થા કરવા..."

"મ્હારે આ સિવાય અન્ય કોઇ પણ જાતની આપની મદદની જરૂર નથી. ગૌરી જીવનની વ્યવસ્થા કરી શકે એમ નથી, પરંતુ એને મૃત્યુની વ્યવસ્થા કરતાં તો આવડે છે." એટલું કહેતાં એણે બીડેલાં દ્વાર પાછાં ઉઘાડી નાખ્યાં.

"પણ ગૌરી! મૃત્યુથી તો ઉલ્ટી કપાળે કાળી ટીલી રહી જશે." વિનુએ બ્હાર જવાને પગલું ભરવા તૈયાર થએલી ગૌરીનો હાથ પકડ્યો.

"કુતરાની માફક સમાજમાં હડધુત થઇને જીવવું, ડગલે પગલે ડાઘાં પડવાથી ડરતા રહેવું, અને સંયમની શીલા ઉપરથી ઉથલી પડતાં સેંકડો પાપાચારથી જીવનને ભ્રષ્ટ કરવું, એના કરતાં ચંદ્રની માફક એકજ કલંક ચોઢી ચિર નિદ્રામાં પોઢી જઇ ચિરંજીવી રહેવું, એ વધારે સારૂં છે."

"પરંતુ હું ત્હને વિમલ વૈધવ્ય-જીવન વિતાવી શકે એવી વ્યવસ્થા..."

"મ્હારે વિધવા તરીકેનું જીવન નથી જીવવું. એના કરતાં તો એક વેશ્યા તરીકેનું જીવન જીવતાં હું નહિ અચકાઇશ."

"ગૌરી...ગૌરી..."

અધૂરા શબ્દો એના મોઢામાં રહી ગયા. એ જીવનને છેલ્લે પગથીએ ચઢેલી બાળા હાથ ઝટકાવી જેવી આવી હતી. તેવી સપારાબંધ અંધારામાં અદ્રશ્ય થઇ ગઇ. એના ગયા પછી વિનુને લાગ્યું, કે: 'એણે ભૂલ કરી'. એનું હૃદય એને ડંખવા લાગ્યું. પણ હવે શું? ધનુષ્યમાંથી તીર એક વાર છૂટી ચુક્યા પછી એનો ઉપાય શો? સત્વર ડગલો ટોપી પ્હેરી દ્વાર બીડી એ એને શોધી કાઢવા એની પાછળ નીકળ્યો.

રાંડયા પછીનું ડહાપણ તે આનું નામ!

---

પુષ્પઃ ૬

## "સમાજનું પાપ"

ગૌરીની શોધમાં નીકળેલો વિનુ અસ્થિર ચિત્તે આંખ મીંચી આગળ ને આગળ વધી રહ્યો હતો. એ એમ ધારતો હતો, કે આત્મહત્યા સિવાય એને માટે અન્ય કોઇ ઉપાય નહિ રહ્યા હોય, એટલે એ જ ધ્યાનમાં એ સીધો સરિતાને કિનારે આવી ઉભો. આમ તેમ નજર નાખી પણ ક્યાંય ગૌરીનાં દર્શન ન થયાં. હતાશ હૃદયે એ શ્રમિત પ્રેમી પાછો ફરતો હતો, ત્યાં અચાનક એની નજર વૃક્ષોને

ઓથેથી લપાતી–છુપાતી કિનારા તરફ ચાલી આવતી એક સ્ત્રી ઉપર પડી. પહેલાં તો એણે એમજ ધાર્યું, કે "નક્કી એ ગોરી જ." પણ જ્યારે એ પગથીઆં ઉતરી છેક પાણીની લગોલગ જઇ ઉભી રહી, ત્યારે એનો ભ્રમ ભાંગ્યો. એના શરીર ઉપરનો પોશાક કોઇ સાધારણ કુટુંબની સ્ત્રી પ્હેરે એવો સાદો નહિ, પરંતુ કીમતી હતો. તદ્ ઉપરાંત એને ખભે એક દુધપીતું બચ્ચું હતું. એનો મંદ મંદ રૂદન–ધ્વનિ શાંતિને સોંસરો ભેદી આજુબાજુ પથરાઇ રહ્યો હતો. રડતાં બાળકને ગાલે બે ચાર વાર ઉપરા ઉપરી ચુંબીઓ ભરી, ને પછી આંખો મીંચી એણે એ નિર્દોષ બાળકને નદીનાં વ્હેતાં પાણીમાં ફેંકી દેવા ઉંચું કર્યું.

પાછળ ઉભો ઉભો વિનય આ કરૂણ દ્રશ્ય ક્યારનો જોઇ રહ્યો હતો. એ હવે એક ક્ષણ પણ ન થોભતાં એની પાસે પહોંચી ગયો. એ અભાગીની યુવતીના ઉંચા થએલા હાથમાંથી અચાનક આવી એણે પાછળથી એ કોમળ કુસુમને આંચકી લીધું. પેલી અજાણી યુવતીએ ચમકી–પીઠ ફેરવી એ અણચિંતવી આવી પહોંચેલ વ્યક્તિ તરફ પોતાની અશ્રુપૂર્ણ મીટ માંડી. ચાર આંખો એક થઇ. એ ગળગળે સાદે બોલી:

"તમે કોણ છો?"

"ગભરાશો નહિ, બ્હેન! હું પણ ત્હારા જેવો જ એક દુઃખી આત્મા છું."

"તમે ગમે તે હો, કૃપા કરી મ્હારૂં એ બાળક મ્હને આપી દ્યો."

"તમે એની સગી માતા છો?"

"હા..."

"તો પછી એક માતા થઇને પેટનાં બાળકનાં આમ પ્રાણ લેતાં તમને જરા પણ કંપારી નથી છુટતી?"

"ભલા યુવક! હું એક અભાગીની પતિતા છું; સમાજને શ્રાપ સમાન છું. અને આ સંતાન એ મ્હારા પાપનું જીવતું ને જાગતું સ્મરણચિન્હ છે, એટલે જ એને ભુંસી નાખવા..." એનો ભરાયલો કંઠ આગળ ન વધી શક્યો.

"ત્હારૂં પાપ!"

"હા, સમાજ એને મ્હારા પાપ તરીકે ઓળખે છે. જ્યારે હું એને **સમાજનાં પાપ** તરીકે ઓળખું અને સંબોધું છું. અને ખરૂં જોતાં આ **મ્હારૂં પાપ તે સમાજનું જ પાપ** છે. એમ હું માનું છું."

"પરંતુ બાળકો તો બાપડાં નિર્દોષ છે. એમને પાપ પુન્યનાં લેપન શાં? શું પતિતોનાં હૃદયમાં દયા અને પ્રેમનાં ઝરણાં હોતાં જ નથી? સમાજની સર્વ પતિતાઓ ત્હારી પેઠે આમ પોતાનાં પાપ-ફળોને પાણીમાં જ પધરાવી દે છે?"

"મ્હારી માન્યતા પ્રમાણે તો સેંકડે સિત્તેર! તેમ છતાં બીજા ગમે એ કરતાં હોય, એ મ્હારે જોવાનું નથી. હું મ્હારા પેટના સંતાનને અન્ય પતિતાઓની માફક પાળી-પોષી આ ભ્રષ્ટ અને પતિત ધંધાની ઉન્નતિ કરાવવા નથી ઇચ્છતી. એના કરતા તો એવા ઝેરી ફુલોને પ્રફુલ્યા વિના જ કરમાઇ જતાં-કુંપાઇ જતાં જોવાની હું ઇચ્છા રાખું છું."

"જો એટલું બધું સમજે છે, જીવાડવાની કે જતન કરવાની જરૂર જોતી નથી, તો પછી એને જન્મ આપવાની ભૂલ કાં કરી?"

"ભાઇ! હું અનિચ્છાએ આ પાપી ધંધામાં ફસાઇ પડી છું. મ્હારે લાચારીથી આટલી ઉગતી યુવાનીમાં આવા કલંકિત-પાપ ફળની

જન્મદાતા જનનીનો સિક્કો આ કપાળે ઠોકવો પડયો છે. મ્હારી પોતાની ઇચ્છા વિરુદ્ધ કુદરતે અને સમાજે મ્હારા ઉપર આ બળાત્કાર ગુજાર્યો છે. હું શું કહું? કોને કહું? કેટલું કહું? હું એકલી નહિ પણ મ્હારા જેવી સેંકડો અને હજારો પતિતાઓ હરનિશ આવી કુમળી કળીઓને સમાજના તિરસ્કારમાંથી બચાવવા અકાળે ખીલ્યા પહેલા જ ચૂંપી નાખે છે. સમાજને એનો હિસાબ જ ક્યાં છે? એની પરવા જ ક્યાં છે?"

"બ્હેન! તું મ્હારી સાથે મ્હારે ત્યાં આવીશ?"

"શું કરવા?"

"સુખી થવા. ત્હારી સ્વેચ્છા પ્રમાણે તું વર્તી શકે એવી સગવડો મેળવવા."

"એવી સગવડો હિંદુ સમાજમાં છે? મ્હને મળશે?"

"નહિ હોય તો હું ઉત્પન્ન કરીશ, હું મેળવી આપીશ."

"હું એક પતિતા-કલંકીના વેસ્યા છું."

"તેથી શું થઇ ગયું?"

"સમાજ તમારી નિન્દા કરશે."

"આજ સુધી હું એ નિન્દાની પરવા કરતો હતો. પણ જ્યારે ત્હારે મુખે સાંભળ્યું, કે પતિતાઓ પોતે પણ એ ધંધાને—એ જીવનને નથી ઇચ્છતી, સુધરીને સમાજને શરણે પોતાનું અવશેષ જીવન પવિત્રતાથી પુરૂં કરવાની પ્રશંસનીય ભાવના ધરાવે છે, ત્યારથી મ્હારા વિચાર પલટાયા છે."

"ભલે, તો ચાલો."

એ અભાગીની યુવતી એની પૂંઠે પૂંઠે એને ઘેર ચાલતી થઇ.

પુષ્પ: ૭

## " પતિતાની પુત્રી "

એની આંખમાંથી મોતીનાં દાણાની માફક દડ દડ આંસુનાં ટીપાં પડી રહ્યાં હતાં. એ પોતાની હૃદયભેદક આત્મકથાનાં પાનાં એક પછી એક વિનાયક સમક્ષ વાંચી સંભળાવતી હતી.

" આહ ! સમાજના હડહડતા અન્યાયે અનાચારને પંથે ચઢી ચુકેલી અને એક ધર્મભ્રષ્ટ નીતિભ્રષ્ટ વેશ્યાના મહાલયમાંથી આ દુરૂપીની બાળકીને સરિતાના જળમાં હમેશને માટે ડુબાડી દેવા મહામુશ્કેલીએ ન્હાસી આવેલી એવી હું એક વણિક કન્યા છું.

મ્હારૂં નામ તો હતું ચંપા, પરંતુ આજ બધા મ્હને "ચંપાકળી" કહીને બોલાવે છે. ચંપી અને ચંપાગૌરીના લાડીલાં નામ સંબોધવાનો દિવસ આજ મ્હારે માટે નથી રહ્યો. ઝુંપડાં જેવાં ઘરમાં રહેનાર આજ મહાલયના હાડમાં રહું છું. એક પૈસા મળતા જેનો જીવ પ્રફુલ્લ થઇ જતો, એને આજે સો સો રૂપીઆની નોટોના કટકાનો હિસાબ નથી. જ્યાં ચીંથરા જેવા ચોળી ચણીઆ અને ઓઢણી પહેરતી, ત્યાં અલંકારોનું તો નામ જ ક્યાંથી હોય ? આજે એને બદલે રાજરમણીઓને શરમાવે એવું કીમતી અમ્મર મ્હારે અંગે લખલખી રહ્યું છે. જેને સ્વપ્ને પણ સોના–રૂપાની ઝાંખી સુદ્ધાં સમાજે નથી કરવા દીધી, એને આજ હીરે અને મોતીએ મઢવા સમાજના ભદ્ર પુરૂષો પડાપડી કરી રહ્યા છે.

અર્થાત્ તે વખતે હું એક વણીક બાળા હતી, અત્યારે અઘોર કર્મ કરનારી વેશ્યા છું. તે વેળા પવિત્રા હતી, આજ પતિતા છું તે વખતે હું

ભિખારીણી હતી, આજ હું શ્રીમંતીની છું. તે વખતે સમાજ મ્હારા નામ ઉપર થુંકતી હતી, આજ ફુલ વેરે છે. તે વખતે એક તૂટી-ફૂટી ઝુંપડીની ઝાંખી-મૃતઃપાય રોશની હતી, આજ ગગનચુંબિત મહેલનું ઝગઝગતું રત્ન છું. તે વખતે હું આબરૂદાર સદ્‌ગૃહસ્થોને પાઈ પાઈ માટે સલામો ભરતી હતી, આજ એજ ખાનદાનો મ્હારા એક એક ગાન માટે-એક એક તીરછાં કટાક્ષ માટે—મ્હારા પગની મોજડીઓ ચુમે છે.

અને આ બધું મ્હેં બહુ જ થોડે ભોગે—કેવળ એકજ પ્રિય વસ્તુને ભોગે મેળવ્યું છે. સમાજને જેની કીંમત નથી, પરવા નથી, એવા પતિવ્રત ભંડારની મ્હેં ભરબજારમાં લ્હાણી કરી છે. નારી ધર્મનાં નાક અને નામના ઉપર મ્હેં પાણી ફેરવ્યું છે. સમાજની ભઠ્ઠીમાં સેંકડો અભાગીનીઓ રોજ ઉઠીને પોતાનાં શરીરોનાં હાડપિંજર હોમે છે, એમ મ્હેં પણ એમાં મ્હારૂં શિયળધન હોમ્યું છે. સમાજે મ્હને ઠોકરે મારી હતી, મ્હેં સમાજને ઠોકરે મારી છે. જો કે સમાજને મ્હારા જેવી અભાગીનીની મુદ્દલ પરવા નથી, એમ હું જાણું છું. છતાં મ્હને હજુ પણ સમાજ સ્વિકારે, સુખી કરે, આશ્રય આપે, તો એની ઓથમાં હુંફ લેવાની—લપાવાની મ્હારી ઇચ્છા છે. કારણ મ્હેં સ્વેચ્છાથી નહિ પણ અનિચ્છાથી આ રસ્તે પગ મૂક્યો છે. મ્હને આ રસ્તે ચઢાવવાનું સાહસ-પાપ સમાજે કીધું છે, તો મ્હને અપનાવી ને પશ્ચાત્તાપ કરવાનું પૂણ્ય પણ હવે એજ વ્હોરે! આ મ્હારો એકલીનો નહિ પણ હજારો અભાગીનીઓના—પતિતાઓના અંતરનો અવાજ છે. સમાજને કાન હોય તો એ સાંભળે! આંખો હોય તો

અમારી આ સ્થિતિ અવલોકે ! હૃદય હોય તો એ ઝીલે ! અને વિવેક બુદ્ધિ હોય, તો એને ન્યાય આપે—માન આપે !

*　　　*　　　*

મ્હારી એકની એક વયોવૃદ્ધ માતા એના ગરીબડાં ઘરમાં આ એની એકની એક અભાગીની બાળવિધવા પુત્રીને છોડી પરલોકમાં પ્રયાણ કરી ગઇ. કોઈ સગાં સ્નેહીએ કે સાસરીઆએ આ નમાપા નમાયી હતભાગીનીને પોતાને આંગણે ન ચઢવા દીધી એટલે પછી કુતરાં—બિલાડાંથીય બદતર હાલતમાં હડધુત થઇ હું અન્ય ભિખા-રણો સાથે શેરીએ શેરીએ ભીખના અજીઠા ટુકડા ઉઘરાવી ઉદર પોષવા લાગી. કંઇકનાં મોઢામાંથી કાનના કીડા ખરે એવી ગાળો સાંભળતી, કંઇકના ધક્કા—મુક્કી દીનભાવે સહન કરતી, કંઇકની મજાક—મશ્કરી અને અસભ્ય છેડછાડ આંખો મીંચી, હૃદય ઉપર સંયમની શિલા મુકી નિભાવી લેતી, 'કોઇક દિવસ પણ દયાનિધિ દેવ દયા બતાવશે, ને નિષ્ઠુર જગત્ પાસે ન્યાય અપાવશે' એવી આશાએ જીવન—તંતુનાં જતન કરી રહી હતી.

હું શરીરે ન્હાનપણથી જ જરા દેખાવડી હતી, એટલે અનાથની ઉપર કંઇક આબરૂદાર દાનેશ્વરીઓની વિકારી આંખો ઠરતી ! માંડ માંડ શિયળ સંરક્ષતી હું ભાગ્યહીન ભિખારણ એક દિવસ ભીખ માગતી માગતી એક ન્હાનકડી ગલીમાંથી પસાર થતી હતી, ત્યાં એક સભ્ય જેવા જણાતા ગૃહસ્થ માણસે મ્હને પૈસો આપવાને બ્હાને પાસે બોલાવી, મમતાથી મ્હારી વીતક વાર્તા પૂછી. હું એની આગળ મ્હારૂં દુઃખ રડી. એણે મ્હને આશ્રય આપવા અને આ દુઃખી દશામાંથી ઉદ્ધારવા ખાત્રી આપી. એની મીઠી મીઠી વાતોથી ભરમાઈ હું ભોળી

એની સાથે એક આલીશાન મકાનમાં ગઇ. ત્યાં એક અણુમૂલ વસ્ત્રા-લંકારોમાં સજ્જ એવી સ્વરૂપવાન રમણી બેઠી હતી. એણે મ્હને એની પત્ની તરીકે પોતાનો પરિચય કરાવ્યો. બેચાર દિવસ તો હું સ્વર્ગનાં નન્દનવનની માફક સુખને હીંચોળે હીંચવામાં મ્હારી દુઃખદ સ્થિતિ સર્વથા ભૂલી ગઇ, પણ તે પછી પાંચમે જ દિવસે મ્હને ખબર પડી ગઇ, કે હું કોઇ પ્રતિષ્ઠિત પુરૂષના પૂણ્યધામમાં નથી આવી, પરંતુ એક પિશાચને હાથે વેચાઇ પતિતાનું નર્કધામ મ્હારી ખૂબસુરતીનાં લીલા-મથી અજવાળવા આવી ચઢી છું.

પરંતુ એ સમજણ—એ જ્ઞાન શા કામના ? છૂટવાની—ઉડવાની ઇચ્છા છતાં મ્હારા સુવર્ણપિંજરના દ્વાર બંધ થઇ ગયાં હતાં. એટલે આખરે અનિચ્છા છતાં "જેવો સંગ તેવો રંગ અને અન્ન તેવો ઓડકાર" જેવું થયું. મ્હારી પાંખો એ બંધ પિંજરામાં બહુ વખત પૂરાઇ રહે-વાથી બંધાઇ ગઇ. પોપટ પઢે એમ ડાહી-ડમરી થઇ હું ફડફડાટ છોડી એ પઢાવે એવાં નૃત્ય—સંગીતોનાં પાઠ નિત્ય નિત્ય પઢવા લાગી. ચૌદ પંદર ને સોળ વરસ જોતજોતામાં વીતી ગયાં. દિવાની યુવા-નીએ મ્હારા અંગેઅંગમાં એની મદભરી મસ્તી ભરી દીધી. મ્હારી એ શિક્ષિકા અને માલીકણ સુંદરીએ પણ મ્હારાં શરીરને એક ઇંદ્રની અપ્સરાની માફક શણગારી દીધું હતું. હું આ બધું સમજતી હતી. એ પાપાલયમાં ત્રણ વર્ષ નિવાસ કર્યા પછી પાપ અને પૂણ્ય વચ્ચેના ભેદભાવનું મ્હને સંપૂર્ણ ભાન થયું હતું. પરંતુ હું પરવશ—લાચાર હતી.

જાણ્યા છતાં-સમજ્યાં છતાં—અનિચ્છાએ મ્હારે આખરે એ પાપની નીસરણી પર ચઢવા પગલાં ઉપાડવાં પડયાં. એક એક કદમ ઉઠાવતી હું એ દિશામાં આગળ અને આગળ વધતી ગઇ, અને એ

અનાચારને પંથે ઝુકયાનું આ ફળ આજ હું અવલોકવા ભાગ્યશાળી થઇ છું. સત્તરમે વરસે હું આજ માતૃત્વપદ શોભાવી રહી છું. મ્હારી એ પાલિતાને તો મ્હને પુત્રી–જન્મ થયાથી હર્ષનો પાર ન્હોતો. એ તો મ્હારા કરતાં એના વળી અધિક જતન કરતી હતી, પણ એનું કારણ પણ હું સમજી શકી હતી. "જે મ્હારી સ્થિતિ એજ એની" એમ મ્હારા અંતરનો અવાજ મ્હને રોજ પથારીમાં પડયો પડયો ભાવિની ભયંકર આગાહીના ભણકાર સંભળાવી રહ્યા હતો. આખરે હું એની અવગણના ન કરી શકી. મ્હારૂં હૈયું હાથ ન રહ્યું. "હું પતિતા થઇ તો ભલે થઇ, પણ એની તો એ સ્થિતિ ન જ થવી જોઇએ." એવો મક્કમ નિર્ણય કરી એ પાપાલયમાંથી આજ એને ખાતર ન્હાસી છૂટી છું. બસ...આથી વધારે મ્હારે કાંઇ કહેવાનું નથી. ભાઇ! તમારાથી બને તો આ નિર્દોષ બાળકીને ઉછેરજો. મ્હોટી થાય તો યોગ્ય ઘર જોઇ પરણાવી સુખી કરજો. આ એની કલંકીતા માતાનું નામ કે ઇતિહાસ એને નહિ કહેતા હું હવે જાઉં છું."

પુત્રીને એની પાસે મુકી એ અભાગીની ઉભી થઇ. વિનુએ એનો હાથ પકડયો. "ઉભી રહે, બ્હેન! તું હવે પાછી કયાં જાય છે?"

"જ્યાંથી આવી છું ત્યાં."

"શું કરવા?"

"અવશેષ જીવન એજ પ્રમાણે પુરૂં કરવા."

"કારણ?"

"સમાજમાં મ્હારા જેવી પતિતાને માટે હવે કોઇ પણ સ્થાન નથી, એટલા માટે."

"પણ હું આવતી કાલે જ નવી સમાજ સ્થાપીશ."

વિનુએ સોગન ખાઇ એને રોકી દીધી. બીજે દિવસે ન્યાતીની સમગ્ર પંચના શેઠીઆ સમક્ષ એણે એ અભાગીની યુવતીને અપનાવવાનો પ્રશ્ન મુક્યો. સર્વાનુમતે એ ઉડી ગયો. વિનુએ આવેશમાં આવી જઇ ન્યાતની જેમ ફાવે તેમ નિંદા કરી.

પરિણામ છેવટ એ આવ્યું, કે ફિસ્કેરાયલા વિનુએ ન્યાતીલાઓથી વિરૂદ્ધ જઈ એને પોતાને ત્યાં આશ્રય આપ્યો. એક બે અબળાશ્રમો અને વનિતાવિશ્રામોની પણ પહેલાં એણે ચંપાને માટે મુલાકાત લઈ જોઈ. પરંતુ "વેશ્યા"ને સ્વિકારવાની તેમના સંચાલકોએ પણ સાફ ઘસીને ના પાડી. એટલે એણે જાતે જ પોતાના બાપીકા મકાનને અબળાશ્રમ બનાવવાનો દ્રઢ નિર્ણય કરી ચંપા તથા તેની પુત્રીનાં નામ નોંધી શરૂઆત કરી દીધી.

—* અને આના બદલામાં ન્યાતે એને ન્યાતબહાર મુક્યો *—

---

## પુષ્પ: ૮ "પાછી પાપને પંથે"

એક બાજુથી એ પોતાના ધંધાની પ્રેક્ટીસ કરી રહ્યો હતો, જ્યારે બીજી બાજુએથી એણે અનાથ વિધવાઓ અને પતિતાઓને માટે પોતાના મકાનથી શરૂઆત કરી જાહેર વર્તમાનપત્રોમાં એ સંસ્થાને ઉત્તેજન આપવા માટે શ્રીમંતોને યથાશક્તિ મદદ કરવાની અપીલ બહાર પાડી હતી. પરંતુ બળતાં હ્રદયનાં ન્યાતીલાઓની આંખમાં એની આ પ્રવૃત્તિ ખૂંચી. કોઇપણ રીતે એને અને એની

આ ચળવળને જમીનદોસ્ત કરવાને માટે આ વિરોધીઓએ સર્વત્ર એવી બુમ ઉડાડવા માંડી, કે: "આ અબળાશ્રમ કે વનિતાવિશ્રામ નહિ પરંતુ વેશ્યાશ્રમ છે. એનો સંચાલક ન્યાત-જાતમાંથી સદંતર ન્યાતબહાર મુકાયલો માણસ છે. એનું ઘર ગણો, આશ્રમ ગણો, જે ગણો તે એક જ મકાન છે. એના સંચાલનમાં એના સિવાય શહેરનો કોઈપણ સંભાવિત સદ્‌ગૃહસ્થ નથી. હાલ એ આશ્રમમાં ચકલાની એક વેશ્યા નામે ચંપા કે જેણે વ્યભિચારથી એક પુત્રીને જન્મ આપ્યો છે, તેને સાથે રાખીને એ મોજ કરે છે. આવા કહેવાતા આશ્રમમાં જવાને અમે કોઈ પણ આબરૂદાર સ્ત્રીને તેમજ એને ઉત્તેજન આપવાને કોઈ પણ ખાનદાન શ્રીમાનને ભલામણ કરતા નથી, પરંતુ ધ્યાન ખેંચીએ છીએ, કે જો કોઈ ભાઈને મદદ જ કરવી હોય, અને કોઈ બ્હેનને એવી મદદની જરૂર જ હોય, તો બીજા ઘણા આશ્રમો શહેરમાં અસ્તિત્વ ધરાવે છે. અને જેમનાં સંચાલક-પદ શહેરનાં સંભાવિત સદ્‌ગૃહસ્થો શોભાવે છે. વગેરે વગેરે..."

વિઘ્નસંતોષીઓના આવા મલીન પ્રયાસોએ વિનુની ધારણા ઉપર પાણી ફેરવ્યું. બે પાંચ સમજુ અને શિક્ષિત વિચારના સહાધ્યાયીઓ તરફથી મોઢેની સાબાશી મળ્યા સિવાય એક પણ શ્રીમંતે એને સહકાર ન આપ્યો. "છતાં ડગલું ભર્યું તો ના હઠવું ના હઠવું" એ ન્યાયે એણે હિંમતથી પોતાનાં કાર્યની દિશામાં મક્કમપણે આગળ વધવા બનતા પ્રયાસો આદરવા જારી રાખ્યા. પરંતુ પરિણામ શુન્ય જ આવ્યું.

એ ઉપરથી તો નહિ પણ આખરે અંદરથી પણ હતાશ થઇ ગયો. સારી સારી સભ્ય અને શિક્ષિત સમાજમાં પણ એનાં વર્તન પ્રતિ ટીકા થવા લાગી. એની વકીલાત પણ નજીવી ચાલતી હતી.

લોકોનો વિરોધ હોવાથી એને જોઇએ એવા કેસ પણ ન્હોતા મળતા. છતાં એમને એમ એણે એક વર્ષ ખેંચી કાઢયું, પરંતુ એ એક વરસમાં એના આશ્રમમાં એકે અબળાનું નામ ન નોંધાયું, એકે રૂપીઆની મદદ એને ન મળી.

અને આવા સંજોગોમાં એ મુઝાઇને ચિન્તામાં ને ચિન્તામાં અડધો થઇ જવા લાગ્યો. ચંપાને એ ધર્મની બ્હેન તરીકે રાખતો હોવા છતાં લોક એને માટે ફાવે તેવા અપવાદ કરી રહ્યા હતા. ચંપા પણ આ બધું જાણતી હતી. પોતાને ખાતર વિનુને આ બધું સહન કરવું પડે છે, એમ એ સારી પેઠે સમજતી હતી. અંતે એ અબળાની હિંમત અને ધીરજ સમાજના આ અન્યાયી વર્તને અને અસત્ય આરોપે ખૂટાડી દીધી. એ આવેશમાં ને આવેશમાં એક દિવસ એ મકાન છોડી ગઇ.

અદાલતમાંથી વિનુ એ સાંજે ઘેર આવ્યો. પેલી દુધપીતી બાળકી ઘોડીઆમાં સુતેલી હતી, પણ ચંપા ઘરમાં ન્હોતી. આમ તેમ તપાસ કરતાં એની નજર ટેબલ ઉપર પડેલા એક પત્ર ઉપર ગઇ. એણે એ ઉંચક્યો. ધ્રુજતે હાથે ઉઘાડ્યો. એમાં લખ્યું હતું, કે:—

**ભાઇ વિનુ !**

તમે તમારા સર્વસ્વનો ભોગ આપવા છતાં આ અભાગીનીને સુખી કરી શકવાના નથી, તેમજ હિન્દુ-સમાજ કોઇ કાળે પણ મ્હારા જેવી પતિતાને તમારા આશ્રમમાં સુખે રહેવા દઇ શકનાર નથી, એમ લાગવાથી હું આખરે જ્યાંથી આવી હતી, ત્યાં **પાછી પાપને પથે** ચાલી જાઉં છું. મ્હને શોધવાનો મિથ્યા પ્રયાસ હવે ન આદરશો! આપના આશ્રમમાં મ્હારા જવાથી અન્ય અનાથ સ્ત્રીઓ આવતા હવે અચકાશે નહિ, તેમ તમારા જ્ઞાતિજનોને કે લોકોને પણ હવે કંઇ

બોલવાનું રહેશે નહિ. ફક્ત મ્હારી એકની એક પુત્રીને મ્હારા જેવી પતિતા બનાવવાની મ્હારી ઇચ્છા ન હોવાથી, હું આપને ત્યાં એને મુકી જાઉં છું. એને યોગ્ય કેળવણી આપી ઉછેરજો. આપની સાથે રાખજો, અને ઘટે એમ કરજો

લી૰ આપની અભાગીની બ્હેન **"ચંપા"**

પત્ર પૂરો થતાં એની આંખમાંથી દડ દડ પાણીનાં ટીપાં નીચે ટપકી પડયાં. " ઓ પ્રભુ ! અમારી સમાજની આ શી દશા ! એક પતિતાને પાવન કરવાની જે સમાજમાં પ્રથા નથી, એને સમાજ કહેવાય જ કેમ ? જે ધર્મમાં આવી આશાભરીઓને આશ્રય આપવાની–રાહત આપવાની–અપનાવવાની શક્તિ નથી, આજ્ઞા નથી, એને ધર્મ કહે જ કોણ ?" એક વાર તો ધર્મ અને સમાજનાં નામ ઉપર દેવતા મૂકી પર ધર્મમાં ભળી જઈ એને દુનિયામાંથી નાબુદ કરી દેવાનો વિચાર એના મનમાં ઉત્પન્ન થયો, પણ વળી પાછો એ દબાઈ ગયો–ખામોશ ખાઈ ગયો. 'આજે નહિ તો આવતી કાલે, જીવતા નહિ તો મુઆ પછી પણ મ્હારી કદર થશે' એ ભાવનાએ એનાં હૃદયમાં સ્થાન લીધું.

પારણામાં પોઢેલી બાળાને એણે બ્હાર કાઢી. વારંવાર એનાં નિર્દોષ મોઢા પ્રતિ નિહાળી એના ગાલ ચુમી ચુમી ભીના કરી દીધાં. પોતાનાં શહેરની સંસ્થાઓમાંથી એને વિશ્વાસ ઉઠી ગયો હતો. તેમજ હવે એને પોતાને પણ વિધ્નસતોષી ન્યાતીલાઓની વચ્ચે રહેવું ન્હોતું ગમતું; એટલે એજ રાત્રે એણે એ બાળકીને લઇ મુંબઇ પ્રતિ પ્રયાણ કર્યું.

**અંતે સમાજે એનાં આશ્રમનાં દ્વાર ભીડાવી દેવામાં ફાવી.**



પુષ્પ: ૯

# " એક સત્ય ઘટના "

એક આલીશાન મકાનને બારણે વિનાયક વિમળકાન્ત બાર-એટ-લૉનું ન્હાનકડું પાટીઉં રસ્તે જનાર–આવનારનું ધ્યાન ખેંચી રહ્યું હતું. એને મુંબઇમાં આવ્યાને આજ બે દિવસ થઈ ગયા હતા. આગળથી પત્ર લખ્યા મુજબ એના એક સ્નેહીએ એને માટે એક ન્હાનકડું પણ સુંદર મકાન એને માટે ભાડે રાખી લીધું હતું.

ઘરમાં અત્યારે એક કામચલાઉ નોકરડી રાખી લીધી હતી. છતાં ન્હાનકડી 'મેના'ની વ્યવસ્થા ન થાય, ત્યાં સુધી પોતાનાથી વકીલાતના ધંધા ઉપર ધ્યાન આપી શકાય એમ ન્હોતું, એટલે એણે આવતાંને વાર " મુંબઇ સમાચાર"માં " જોઇએ છે, એક હિન્દુ યુવતા! માતાપિતાહીન દુધપીતી બાળકીને ઉછેરવા માટે. સમાજ, ન્યાત–જાત અને સગાંસ્નેહીથી ત્યજાયલી અનાથ વિધવાને પ્રથમ સગવડ કરી આપવામાં આવશે. રૂબરૂ મળો................." આવી એક જાહેર ખબર આપી દીધી.

સ્હામ પારણામાં પતિતા ચંપાની પુત્રી મેના દુધ પીને પોઢી ગઇ હતી. આરામખુરશી ઉપરે ટાંટીઆ લંબાવી પડેલા વિનાયકના મગજમાં એના જ વિચાર ઘોળાઈ રહ્યા હતા. એના હાથમાં રાણપુરના લોકપ્રિય પત્ર સૌરાષ્ટ્રનાં બે ચાર પુરાણાં પાનાંઓ આમતેમ ઉડાઉડ કરી રહ્યાં હતાં. ત્યાં એકાએક એની તીરછી નજર અંદરના એક "સમાજ–સીતમની ભઠ્ઠિમાં–એક નિર્દોષ બાળાનું બલિદાન" નામક મથાળા ઉપર પડી. એનું ધ્યાન એ તરફ ખેંચાયું. એણે વિચારમાળાના મણકા સેરવવા પડતા મૂકી એ પાનું ઉપાડી સત્વર એ સત્ય ઘટના વાંચવા માંડી.

## એક સત્ય ઘટના

જુઠ્ઠો નહિ આ જીવતો ને જાગતો ઇતિહાસ છે,
આ હિન્દુઓના ઘાતકી સંસાર કેરો ત્રાસ છે.
આંસુ વહ્યાં છે લોહીના એના હજુ નિશ્વાસ છે.
જો કે કળી કરમાઇ એ કાયમ હજૂયે વાસ છે.

*　　*　　*　　*

શયતાન સાસુનો અહા! નિર્દય નમૂનો આ રહ્યો,
નિર્દોષ વહુના લોહીનો સાગર જુઓ અહીંઆ વહ્યો.
જેણે કદી કડવો શુકન નહિ કોઇને જીભે કહ્યો,
બેહદ સીતમ જાલીમનો એણે જુઓ અહીંઆ સહ્યો.

*　　*　　*　　*

નાજુક હૃદયની હંસલી તે કાગડાને સાંપડી,
નિષ્ઠુર જમનો દૂત ક્યાં? ક્યાં નમ્ર બાળા બાપડી
છૂટી પડી દઈ જીવ એ બાળા બિચારી રાંકડી,
તૂટી પડી અંતે અભાગી પુષ્પની એ પાંખડી.

*　　*　　*　　*

પણ ગઈ! અરેરે ગઇ! છતાં છેવટ જતાં કે'તી ગઈ,
ઝેરી જીવનનો દાખલો આ જગતને દેતી ગઈ.
સંસારનો લ્હાવો સળગતાં દીલથી લેતી ગઇ,
ચેતાવી હિન્દુ કોમને હતભાગીની (એ) ચેતી ગઈ.

*　　*　　*　　*

એ હોડ છે ભીડાયલાં (છતાં) આંસુ ખરે છે આંખથી,
નહિ પ્રાણ પિંજરમાં છતાં લોહી ઝરે છે પાંખથી.
કોઈ ન લેતું ધ્યાનમાં તોયે નિસાસા નાખતી,
એ ગઈ છતાં એની છબી યાદી હજુયે આપતી.

*　*　*　*

રે ! જ્યાં સુધી એ આંખમાંહી આંસુઓની ધાર છે,
બસ ત્યાં સુધી નહિ હિન્દુના સંસારનો ઉદ્ધાર છે.
જે કોમમાં આવાં પિશાચી કૃત્યના ભંડાર છે,
તે કોમને લાખ્ખો વખત ધિક્કાર છે, ફિટ્કાર છે.

*　*　*　*

આજેજ હિન્દુ કોમ નહિ આંખો ઉઘાડી જાગશે,
નીડર બની આવાં સીતમ સંહારવા નહિ લાગશે.
તો ન્યાય આનો એક દિન મરનાર નક્કી માગશે,
એકેક આંસુ એમનું રૂંવેરૂંવામાં વાગશે.

*　*　*　*

રાતા રૂધીરના છાંટણા બ્હેનો તમારી છાંટશે,
ને આમ કોમળ કાયની જ્યારે કચુંબર વાટશે.
ત્યારે પછી આ કોમ! હિન્દુ કોમ જોજે ફાટશે,
આવી રીતે જો ઉંઘશે તો ધુળ નક્કી ચાટશે.

*　*　*　*

**જો હિન્દુઓ આ વાત મ્હારી ધ્યાનમાં લેશે નહિ,**
**તો ક્યાંય હિંદુ ધર્મનું બસ નામ પણ રે'શે નહિ.**

**ને આમ બ્હેનો આપણી આ લોકથી અળગી થશે,**
**તો એક દિન આ કોમ જોજો જીવતી સળગી જશે.**

* * * *

**પ્રિય વાંચક !**

આજથી લગભગ છ વરસ ઉપરના એટલે ઇ. સ. ૧૯૨૪ ના સપ્ટેમ્બર માસમાં બનેલા હિન્દુ સંસારના હૃદયભેદક ઇતિહાસનું આ એક જીવતું ને જાગતું પાનું છે. એને વાક્યે વાક્યેથી શબ્દે શબ્દેથી અને અક્ષરે અક્ષરેથી હજુ હાય અને અફસોસની ઉની ધગધગતી વરાળો નીકળે છે. એની કાળી શાહીમાં પાણીના જથ્થાએ એ અભા-ગીનીના આંસુઓની આછી ભિનાશ તરવરે છે.

અને એ કમનસીબ કુમારીકા તે કોણ? વડાલના શ્રીમાળી વાણીઆની એ ગરીબડી દીકરી હતી. એના બાપનું નામ બેચર ખેતશી અને માનું નામ સંતોક. એની ફુલડાં જેવી કુમળી કાયા કંઇકોના કાળજાં કોરતી, અને નયનોને ઠારતી. બાર વરસની એ નાચતી-કુદતી અને ફુદા ઉછાળતી નાદાન બાળા સ્વભાવે નિર્દોષ અને સદ્‌ગુણે સહનશીલ અને શાન્ત હતી.

સ્નેહ, લગ્ન, સાસરૂં, સ્વામી અને સંસાર એટલે શું ? એમાંનું કંઇ એ હજુ સમજતી જ ન્હોતી. સારૂં સારૂં ખાવું-પીવું, ઓઢવું-પહેરવું અને આખો દિવસ ઘરકામ કરી હરીફરીને દિવસ પૂરો કરવો, એજ એનું જીવન, અને એજ એનો આનંદ ! એનું ઘર, અને બહુ થાય તો ખેતર કે નદી, એજ એની દુનિયા ! પછી એનામાં-આવા પવિત્ર વાતાવરણમાં ઉછરનાર બાળામાં-સ્વચ્છન્દી સંસ્કારની ભાવના તો સ્ફુરે જ ક્યાંથી ?

પરંતુ એ કંઇ રંગીલું છબીલું અને સૌંદર્ય તથા વિલાસ-વૈભવને પૂજતું ગુજરાત ન્હોતું. એ તો રહ્યું કન્યાવિક્રયી કાઠિયાવાડ! જ્યાં કજોડાના ભંડાર અને કલદારના વેપાર! જે દીકરીનો પૈસો ગૂજરાતના લોકોને સાતે પેઢી નર્કમાં નાખે, એજ દીકરીના દોઢીયાં કાઠિયાવાડના કન્યાદલાલોને સ્વર્ગવાસી બનાવે, એવી માન્યતા ધરાવનાર! ભૂત, નજર, મંત્ર, તંત્ર દોરા, ધાગા, માદળીઆં, ધૂપ, ધૂણી, જતિ, વિગેરે વ્હેમમાં જે સર્વશિરોમણી શોધક અને ઉત્પાદકનું અગ્રસ્થાન ભોગવનાર! દીકરી કહીને દીકરો પરણાવનાર અને વણીક કહીને વણજાર પરોવનાર પંકાયલુ ને પ્રખ્યાત એ સ્થાન! કન્યાવિક્રયના કબાલા, કજોડાં, સાટાં, નાતરાં અને ફારગતી આ સઘળાંની જ્યાં છૂટ, એજ એ જૂનું જાણીતુ ને માનીતું મથક!

ગુજરાતમાં દીકરી તે પણ દેશાઈ કે અનાવલાને ઘેર એટલે ઉકરડો! કાળ! અળખામણું! જ્યારે કાઠિયાવાડમાં કન્યા એટલે કલદારની કોથળી. એક બાજુ દૂધપીતી કરે, (મારી નાખે) જ્યારે બીજી બાજુ પાણીની જગ્યે દૂધ પાઇને ઉછેરે! ગુજરાતની કન્યાઓનાં જીવન કાડીની કીંમતનાં, જ્યારે કાઠિયાવાડની કુમારીકાઓનાં કૌમાર્ય-દેહ કરોડોની કીંમતના. અને તેથી જ આજ પણ જરા કોઇને પોતાની ન્યાતમાં કન્યા ન મળી, કે તરત ઉપડે કાઠિયાવાડ! બસ કલદારની કોથળીના મોઢા છૂટા મૂકતાં જ વાર, પછી કન્યાઓ તો માંગો એટલી તૈયાર!

* * * *

બેચર બેનસીની એ દેખાવડી દીકરી! એનું નામ હતું સમરથ! સદ્‌ભાગીની નહિ નિર્ભાગીની સમરથ-અભાગીની સમરથ! બારે વરસે બ્હેનના વર નહિ પણ ઘર જોઇને જ વિવાહ થએલા, અને

પછી તરતજ લગ્ન લેવાયલાં. એનો માવડીઓ ઘણી એનાથી ઉમ્મરે ન્હાનો અને બાયલો હતો. એને તો એની મા બોલી, એટલે બસ પરમેશ્વર બોલ્યા.

બાપડી સમરથને એમાંની કશી જ ખબર ન્હોતી. સાસુ સસરા અને સ્વામીના મ્હોં સરખાં હજૂ એણે ન્હોતાં જોયાં, તેમ જોવાનો વિચાર શુદ્ધાંયે એણે ન્હોતો કર્યો; તો પછી એમનાં દીલ જાણવાની તો વાત જ ક્યાં કરવી? 'પોતે પરણેલી છે, અને પોતાને સાસરે જવાનું છે.' એટલી વાત એની બ્હેનપણીઓની મશ્કરી ઉપરથી એ જાણતી હતી.

અને બે વરસ પછી એ ન્હાતી–ધોતી થઇ. એને પંદરમુ બેઠુ યુવાનીને આંગણે એણે પગ મૂક્યો. એનાં કુમારાં અણસમજુ અંગમાં આશાના અને અનંગના અજબ વા એની મેળે વાયા. પલકે પલકે મલકાતું મુખડું, જરા જરામાં મીંચાતી આંખ, અને મન ફાવે ત્યાં વિહરતું હૈયું, તમામના ભાવ પલટાઇ ગયા. મોઢું મરોડી લેતી, વસ્ત્ર સંકોરતી, વદન ઝુકાવતી, દિલ ધડકાવતી અને ચરણને ધ્રુજાવતી એની શરમાળતાએ એની સ્વતંત્રતા અને શક્તિ લૂંટી લીધી, બદલામાં પરાધિનતા, કોમળતા અને નિર્બળતા દીધી.

સારે દહાડે સારૂં સારૂં પ્હેરી–ઓઢી એણે સાસરાને ઉમરે પગ મૂક્યો. સાસુએ વહુને જોયાં, ને એના પગ દૂધે ધોયા. સસરાએ "વહુ બેટા! આવો" કહી ભીના પગ ઉજળી દૂધ જેવી પછેડીએ લોહ્યા, અને સ્વામી! એણે તો આ અમૂલ્ય લ્હાવ એળે જ ખોયાં!

એ નવે ઘેર તો આવી, નવું નવુંય બહુ બહુ જોયું; મહિયરના માબાપના હેત અને સાસરાના સાસુ–સસરાના પ્રેમની એણે તુલનાય

કરી; છતાં એનાં હૃદયને, એની આંખોને જોઇએ એવી ટાઢક ન વળી. એનાં આશાભર્યાં હૈયામાં તો કંઈ કંઇ કોડ હતાં. એની અધીરી આંખોમાં તો સીતાજીના સતીવ્રતના અને રાધિકાના રસ-રંગના આદર્શો ઉછળતા હતા! એની કલ્પનાસૃષ્ટિમાં તો દુષ્યન્ત ને શકુન્તલા શા સ્નેહ-સરોવરો છલકાતાં હતાં

પણ એ આંખે-એ દીસે એ સરોવરો ન દીઠાં. એમાં રસનાં પૂર જ ન્હોતાં! એણે બહુ બહુ નજર નાખી. પણ એ ન મળે. એની આંખે અંધારાં આવ્યાં. "અરેરે દેવ! હું આ કયાં આવી છું?"

એજ દિવસથી એની સ્વર્ગીય સંસારની અવનવી ભાવનાઓ મરી ગઇ. એના રસ-પૂર સૂકાઇ ગયાં, આંખોના નૂર ઉતરી ગયાં, આશાના દીપક બુઝાઇ ગયાં, અને એનું યૌવન-સૌન્દર્યનું તેજ પણ દિન દિન ઝાંખું થવા લાગ્યુ. એના શકુન્તલા શા સ્નેહ-સ્વપ્નો વિજળી ઝબુકીને વ્યોમમાં લપાય, એમ જોતજોતામાં ઉડી ગયાં. આનંદના ફુવારા આંસુની ધારામાં પલોટાઇ ગયા.

'નવો નિશાળીઓ નવ દહાડા, અને બહુ કરે તો દસ દહાડા,' એ જગતની જૂની કહેવત અંતે અમલમાં મે'લાઈ. દસ દિવસ ઉપર દૂધે પગ ધોઇ પૂજનાર સાસુ હવે દરરોજ એને ધગધગતા ડા'મ દેવા લાગી. કંઇ ને કંઇ પણ વાંક કાઢીને રોજ એ બાપડીને એ પાસ પોતાનાં આંસુએ રોવડાવવા લાગી. સંસાર અને સ્નેહના મીઠા લ્હાવા લેવાને બદલે હૈયું શેકે એવા લ્હાળાનાં દર્શન એને થવા લાગ્યાં.

ઘરનું તમામ કામકાજ રાંધવું, પાણી ભરવું, કપડાં ધોવાં, કચરા પુંજા કાઢવા, વાસણ અજવાળવા અને દળવું-કુટવું એના એકલીને જ માથે! 'વહુ એનામાં વળી જીવ કેવો?...ત્યારે પૈસા ખર્ચાને વળી

વહુ લાવ્યા છે તે શા માટે? કામ ન કરે તો જાય ક્યાં?...વગેરે વગેરે એમના કડવા બાણુ જેવા શબ્દોનો માર તો હમેશાં ચાલુ જ રહેતો. ચીમટાં, તમાચા, મુક્કા, ટપલા ને લાત એ બધુંય એ બાપડી મુંગે મોઢે સહી લેતી, કોઇને ન કે'તી. કારણ કહીને જાય પણ ક્યાં? સવારે ઉઠીને રોજ જેના હાથ નીચે હાજરી આપવાની હોય. ત્યાં પછી.........

અને આટઆટલું કરવા છતાંય એ બાપડીને દિલના ઉભરા—અંતરનાં આંસુ ઠાલવવાને કોઇ એવું સ્નેહભીનું સ્થાન જ ન હતું. એનો માવડીઓ ધણી મગનલાલ, તે જેતપુરના શા. ગુલાબચંદ વેલજીનો ચીરંજીવી કુળદીપક! એની માએ એને વહુ આવતાં પહેલાં જ ભણાવી મૂકેલું, કે: 'જોજે, મ્હારા ડાહ્યા દીકરા! વહુ વશીકરણ ન કરે. એને પહેલે જ સપાટે બરાબર દાબમાં રાખજે. જો જરાય ઢીલું મૂકીશ, તો એ ત્હને આગળ જતાં ગાંઠશેય નહિ.' અને ડોસીમાનો આ ડાહ્યો દીકરો માવડીની શિખામણ મુજબ ન એને કોઇ દિવસ હસી—ખુશીને બોલાવતો, કે ન એની કશી દાદ—ફરિયાદ કાને નાખતો. એ બાપડી ઘરકામથી પરવારી મોડી રાત્રે શયનખંડમાં આવે, તે પ્હેલાં તો એ અઘોરી ઘસઘસાટ ઘોરતો હોય—નસકોરાં બોલાવતો હોય!

છતાં દોજખથી પણ બુરા એવાં આ જેલખાનાને પણ મ્હેલ માની એ હિન્દુ બાળા! આદર્શ આર્યબાળા! સાસુ સસરા અને સ્વામીનો પડતો બોલ ઉઠાવી લેતી હતી. એમનાં લાકડીના ઝપાટા પત્થર જેવું અંગ કરી સહી લેતી હતી. અને એનો માવડીમુખો ધણી પણ માના કહ્યા પ્રમાણે એ બાપડી ગાયને કસાઇની પેઠે બાંધી બેભાન થાય ત્યાં સુધી માર મારતો હતો. વારંવાર એને ચાર ચાર પાંચ પાંચ

દિવસ પર્યંત ભૂખી ને તરસી હાથ પગ બાંધી ઓરડામાં ગોંધી રાખતા, અને ગમે એટલો તાવ આવ્યો હોય, તો પણ ભારી—પછાડી ગુલામડીની માફક ઘર—કામ કરાવતા. તેમાંય જો ચૂક થઇ તો પાછા ભોગ લાગ્યા ! આ **સીતમગર સાસુ** સગ્ગી નહિ પણ ઓરમાન હતી. "દીકરો વહુનો થઇ જશે, ને ઘરમાં વહુનું ચલણ થશે, તો પછી મ્હારા માન—પાન ઉતરી જશે.' એ આશયે એણે પ્રથમથી જ અક્કલના બુઠ્ઠા છોકરાને ઉંધુચ-તું સમજાવી પોતાનો કરી દઇ પતિ—પત્નીમાં વિજોગ પડાવી નાખ્યો હતો.

અરે સમરથ પાંચ ગુજરાતી ચોપડી ભણેલી હતી. "ઘરની એમ ગમે એમ થાય છતાં બ્હાર ન જ જવી જોઇએ, એ એ સારી પેઠે સમજતી હતી. વળી મહીયરની વાત સાસરીએ અને સાસરીઆની વાત પીએરીયે કરી, સાચ્ચાં-જુઠ્ઠાં કરવાની ટેવ એને નહોતી. છતાં જ્યારે એ સાસુના ત્રાસે કંટાળી, જ્યારે એને પોતાની જીંદગીના છેલ્લા દિવસો આવી રહેલા લાગ્યા, ત્યારે એણે હારીને પોતાના દારૂણ દુઃખની હૃદયવિદારક કથની પોતાના પિતાને પત્રો દ્વારા લખી જણાવી.

પરંતુ પત્થર હૃદયના નમાલાં પિયરીઆં એને માટે બે આંસુ વેરી બેસી રહ્યાં. "હશે, હજુ નવું-સવું છેને? પહેલવહેલું છેને ? એટલે જરા અઘરૂં લાગે જ. બાકી ઘર તો સારૂં છે. પણ કોઇ દિવસ છોકરી આંખ આગળથી દૂર ગયેલી નહિ, અને કંઇ કીધેલું નહિ, એટલે એને વધારે લાગે. એ તો ધીમે ધીમે ટેવાશે, એટલે બધુંય ભૂલી જશે. અને કદાચ સાસુનો જરા વધારે પડતો ધાક હોય, તોયે શું ? જ્યાં એને આખો જન્મારો કાઢવાનો છે, ત્યાં જ સમાઇને રહેતાં હવે એણે શીખવું જોઇએ. હાથી દરબારે અને દીકરી ઘરબારે જ શોભે."

આવી આવી વાતો અને અટકળો બાંધી એના પિયરીઆં બેસી રહ્યાં. પણ તેમને શી ખબર? કે **સમરથના** આ પત્રો ન્હોતા, પરંતુ મૃત્યુ-સંદેશા હતા. એ અક્ષર શાહીથી નહિ પણ **અંતરનાં આંસુથી** લખાયલા હતા!

( ૩ )

એક દીવસ એ અભાગીની **સમરથ** પોતાનો સાલ્લો લેવા સાસુની મેડીએ ગઈ. કોઈ દિવસ નહિ ને આજે જ એ બાપડી એ બાજુ આવી હતી. ઓરડાનું બારણું અમસ્તું જ ઢાંકેલું હતું. એ બાપડીને શી ખબર કે એની અંદર પાપનાં ધુમાડાં પથરાયલાં હતાં? એણે તો આંખ મીંચીને એને હડસેલી મૂક્યાં. અને પછી? પછી એ તો અંદર એકદમ ધસી ગઇ. પણ સત્વર પાછળ હઠી દ્વારમાં જ પત્થરની પૂતળીની માફક પાછી સ્થંભી ગઈ! એણે જે જોયું, તે જોતાં જ એની આંખોના ડોળાં ઉંચા ચઢી ગયા.

સદ્‌ગુણની સાક્ષાત્ મૂર્તિ જેવા સસરાજી કોઇ અજાણી જુવાન સ્ત્રી સાથે એકાંતમાં સ્નેહગોષ્ટિના અમૃતપાન કરી રહ્યાં હતાં. આ કાળું કૃત્ય અણધાર્યું બાપડી એ અભાગીનીની આંખોએ પડી ગયું. પાપાત્માઓનાં મોઢાં કાળી શાહી જેવા થઈ ગયાં, અને જો કે બાપડી **સમરથ** એક ક્ષણભર પણ ત્યાં વધારે વાર ન થોભતાં સડસડાટ નીચે ઉતરી ગઇ, છતાંય એ શયતાની હૃદયની શંકા એને માટે સજ્જડ થઇ ગઇ. "પોતાની ખાનદાનીનું–આબરૂનું આ ઉજળું દુધ જેવું પાપ જુવાન વહુવારૂએ જોઇ લીધું, અને એના પેટમાં હવે એ વાત ટકશે જ કેમ? વર્ષોથી ત્રાસ ને સીતમના ડૂચા મારેલાં એનાં મોઢામાંથી હવે એ કલંકીત–કથા બ્હાર–બીજે કાને નહિ જાય એની ખાત્રી શી?

ભરોસો શો ? બસ, એ કાળું કલુષિત પાપ જોઈ જનાર એની નિર્દોષ આંખોને હવે કોઇ પણ ઉપાયે ફોડી જ નાખવી જોઇએ; એની જુલમથી જકડાઇ રહેલી જીભ કોઇ પણ ઉપાયે હવે બોલતી બંધ જ કરી દેવી જોઈએ." પિતા તુલ્ય પુણ્યાત્મા સસરાજીએ એ નિર્દોષ અને ગરીબડી વહુના લોહીને ભોગે પોતાના પાપી કૃત્ય ઉપર પીછોડો ઢાંકી જગતની આંખમાં ધૂળ નાખવાનો દૃઢ સંકલ્પ કરી નાખ્યો. અને પતિની પ્રતિજ્ઞા રક્ષવા પત્નીએ અને પિતાની પવિત્ર કીર્તિ ઉપર પાણી ઢોળાતું અટકાવવા પુત્રે પણ એમાં હા એ હા મેળવી સાથ દીધો.

એ પછીની કાળ રાત્રીનાં ચોઘડીયામાં એ બધાંએ એકઠાં થઇ એનાં જીવનની પૂર્ણાહુતિ કરવાને માટે પ્રપંચના પાટીઆં ગોઠવવા શરૂ કર્યાં. અને એ દરમ્યાન કોણ જાણે કેમ તે એ પડદા પાછળ ભજવાતી પાપી લીલાની ખબર અચાનક બ્હાર પડી ગઇ. અને એવાં પડદા પાછળનાં પાપ ક્યારે ઢંકાય છે ?

શંકા તો પહેલેથી જ હતી, તેમાં વળી આવું બન્યું, એટલે પછી કોટવાળને ચોર પકડતાં વાર જ શેની લાગે ? રાત્રે જ સાસુ-સસરા અને પેલી રખાતની ત્રિપૂટી પાછી મળી. આરોપ ઘડાયો, અને તેની સાથે જ આરોપીનો કોઇપણ જાતનો બચાવ સાંભળ્યા વિના શી સજા કરવી ? તે પણ નક્કી થઇ ગયું. પરંતુ પોતાનાં જીવનનાશની આ છૂપી મસલત એ અભાગીની સમરથે દ્વાર પાછળ સંતાઇને સાંભળી લીધી.

પોતાની આયુષ્ય-દોરીનો છેડો આવી રહેલો જોતાં જ એ રહ-બારમાં વ્હેલી ઉઠી પોતાના એક ઓળખીતા મદદગાર પાસે દોડી ગઇ. પોતાની દહેશત તેણે એને રડતે હૃદયે કહી સંભળાવી. એ જેતપુરનો

રહેવાશી હોઈ સમરથને તેના સાસરીઆ તરફથી જામીનગીરી દઇને તેડી લાવ્યો હતો. પરંતુ એ રહ્યો સાસરાપક્ષનો માણસ, એટલે એનું કશું વળ્યું નહિ. જેથી એ ગઇ હતી તેવી જ ભગ્ન અને હતાશ હૈયે પાછી ફરી.

"રાંડ શંખણી! સ્હવારના પ્હોરમાં ક્યા ત્હારા માટીને મળવા ગઇ હતી? બોલ..." કહેતાં જ એ બાપડીને એની સીતમગર સાસુએ ઉમરામાંથી ચધાવી લીધી. બેસીતમ માર મારી એને એક અંધારા ઓરડામાં ગોંધવામાં આવી. બરાબર બે દીવસે એ બાપડીને એની એક દયાળુ પાડોશણ કાલાવાલા કરી-માફી મંગાવી શિખામણ આપવાને બહાને એ નિર્દયીઓના પંજામાંથી છોડાવી પોતાને ઘેર લઈ ગઇ. સાસુ-સસરાની બ્હીક છતાં એ એકજ રાત એને ત્યાં સૂતી. એ એના મૃત્યુનો આગલો દીવસ હતો. એ દીવસે એણે ત્યાંથી પોતાના ભાઇ ઉપર મોઢું જોવાનો તારના જેવો છેવટનો કાગળ લખ્યો.

સવારે વહેલી ઉઠી પ્રેમાળ પાડોશણની પાછા ન જવાની સમજાવટ છતાં એ આદર્શ આર્યબાળા પાછી સાસરે જઇ ઉભી રહી. મુંગે મોઢે નિત્ય નિયમ અનુસાર દળણું દળી એ કુવે પાણી ભરવા ગઇ. પાણીઆરે એની એક પ્રિય સહીઅર મળી. "આજ પોતાની અભાગી જીંદગીનો આખરી દિન છે." એ વાત એણે એને આંસુભરી આંખે કહી દીધી. એની પાસે એણે એનું હૃદય ખોલ્યું. એ બાળાની મારફત એ અભાગીનીએ એની દયાળુ માતાને એટલો સંદેશો કહેવડાવ્યો, કેઃ "મ્હને ગઇ કાલની માફક આવી આજ રાત્રે પણ પાછા મ્હારી સાસુને સમજાવી તમારે ત્યાં તેડી જજો, જીવનદાન આપજો."

પેલી બાળાએ ઘેર જઇ એની માને આ વાત કરી, પણ તેની બા સમરથના સસરાની બ્હીકથી કંઈ પણ જવાબ દીધા વિના મુંગી જ બેસી રહી. એની લડકણી સાસુ પાસે બીજી વાર જઇ વહુને ફરી પોતાને ત્યાં રાત રહેવા આવવા દેવાનું કહેવા એની હિંમત ન ચાલી.

* * * *

એક બે અને ત્રીજું બેડું પાણી ભરીને એ ચાલી આવતી હતી. આજ એના જીવમાં જીવ ન્હોતો. આંખમાં આંસુનાં પૂર ન્હોતાં. થર થર ધ્રુજતા પગ ઘર તરફ જવા જ ન્હોતા ઉપડતા. કાનમાં પળે પળે મૃત્યુનાં ભણકારા વાગતા હતા. એક જગ્યાએ ભરેલું બેડું માથે રાખીને એ જરા ઉભી રહી, રોઇ. પછી ઘરની પરસાળમાં આવી. ત્યાં સાસુ સસરા અને સ્વામી એ ગરીબડી ગાયનો ભોગ લેવાને તૈયાર જ થઇ બેઠા હતા.

સમરથે જ્યાં માથેથી બેડું ઉતાર્યું, કે તરત જ તેની સાસુએ એનો ચોટલો પકડયો. એના પતિદેવે એને પાછળથી કમરમાં સડાસડ લાકડીના બે ઝપાટા ખેંચી કાઢી નીચે તોડી પાડી. પછી પૂરેપૂરી નિર્દય તાડન-વિધિ થઇ. લોહી વગરનું એ જર્જરિત હાડપિંજર જરા વારમાં બેશુદ્ધ થઇ ગયું. અને ત્યાર પછી જે બન્યુ, જે વિત્યું, તે ભયંકર રોમાંચકારક હૃદયવિદારીણી ઘટના વર્ણવવા-આલેખવા-લેખીનીમાં શક્તિ નથી. એટલું જ જાણીને બસ થશે, કે એના દુ:ખી જીવનનો અંત ઘણી જ ઘાતકી રીતે આવ્યો. જીવતા નરરાક્ષસોના જુલ્મમાંથી એનો દુ:ખી જીવ હમેશાને માટે છૂટો થઇ ગયો.

એના સસરાએ પોતાની રખાત પેલી સલાહકાર બાઇ દુધીને તેડી મંગાવી. 'અકસ્માતથી મૃત્યુ થયું છે,' એમ ઠરાવવા અને પોતાનું

આ કાળું પાપ છુપાવવા એ ઝનુની જુલ્મગારોએ–સાક્ષાત્ શયતાનોએ બાઇના મોઢા અને છાતી ઉપર ગ્યાસતેલ છાંટી એને ત્યાં જ જીવતા-જીવત સળગાવી મૂકી. એના મોઢામાં બુમ ન સંભળાવા માટે કટકાના ડુચા મારવામાં આવ્યા. પવિત્ર સસરાજી આ પુણ્યવંતુ કામ કર્યા પછી દેરાસર ગયા, જ્યારે સાક્ષાત્ સતીનો અવતાર એવા સાસુજી જાણે કંઈ જાણતાં જ ન હોય! એમ બતાવવા બારે વરસે આજે જાતેને પોતે લુગડાં ધોવા ચાલ્યાં ગયાં. ઘરમાં રહ્યો પેલો માવડીમુખો જડભરત ગમાર અને નિષ્ઠુર હૃદયનો પતિ પોતાની પરણેતર પ્રિયત-માની લાસ પાસે એકલો! જે દ્રશ્ય જોતાં આપણી છાતી ફાટી જાય, લોહી ઠરી જાય, અને આંખોએ અંધારાં આવે, એવા કમકમાટીભર્યા દેખાવે પણ એની આંખોની પાપણો સરખીય ન પલાળી; એનું રૂંવાડું સરખુંય ન કંપાવ્યું; બાપડીનો બેશુદ્ધ દેહ પછાડા મારી મારી તર-ફડી તરફડી અંતે સળગી ગયો.

"સળગી મરી, આત્મહત્યા કરી," એવી હો–હા થયા પછી સાસુ–સસરા પધાર્યા, એટલે પછી મમતાના મહાસાગર જેવા પતિ પોતાની માની સલાહ અનુસાર સત્વર દોડી લોકોને દેખાડવા ખાતર એક હિન્દુ ડોકટરને તેડી આવ્યા. એ ડોકટરે આવતાં વાર જ જે દ્રશ્ય જોયું, તેનાથી તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. "ઓ પ્રભુ! સાસુ સસરા અને સ્વામીને સ્વર્ગીય દેવતાઓ સમા ગણી પૂજનાર મ્હારી હિન્દુ બ્હેનોની આ કેવી દુર્દશા!" બાઇનું ભયંકર વિકૃત સ્વરૂપ એમણે દીઠું. ગળાનો કકડો બ્હાર નીકળી ગયેલો, આંખો ખેંચા-ઇને બ્હાર ધસી આવેલી, મોઢું ફાટી બ્હાર લટકી પડેલી જીભ, છાતીના ભાગ પર ઝળેલા ઉકેડા! અર્ધી બળેલી ને અર્ધી કાચી એવી એ

વિકાળ લાસની ચણચણતી ચામડીમાંથી દુર્ગંધ છૂટતી હતી. ઉહની વરાળો હજુએ ઘણાખરા ભાગમાંથી નીકળી રહી હતી. અને નિર્દયી તે કેટલાં કે એના નગ્ન દેહ ઉપર લાજ ઢાંકવા લુગડાનો એક કટકો સરખો પણ એ નિષ્ઠુર નરપિશાચોને ન્હોતો મળ્યો. એ દયાળુ ડોકટરે પોતાની હિન્દુ બ્હેનની એ લાજ આવતાની સાથે પ્રેલી ઢાંકી, અને બનાવ શંકાશીલ લાગવાથી અકસ્માત કે આપઘાતથી મૃત્યુ થયું છે, એવું સર્ટીફીકેટ આપવાની સાફ ઘસીને ના પાડી.

પછી ભલા અને માયાળુ ડોકટર મોદીની પધરામણી થઈ. એક હિન્દુ બાળાની બેઆબરૂ અને નિર્લજ્જ હાંસી ન્યાયની અદાલતમાં ન થાય; એક અધમ કુટુંબ કે વ્યકિતને ખાતર આખી હિન્દુ—સમાજને કપાલે કલંકની કાલિમા ન ચ્હોંટે એ વિચારે, કે પછી બાઇના સસરા તરફ વધુ પડતી લાગણીવશ બતાવવાના વિચારે, ગમે તે કારણે પણ એમણે સર્ટીફિકેટ ઘસડી આપ્યું. જો કે એમાં પણ "પોલીસને બનાવ્યા પછી જ લાસને બાળવી." એવું ચોકખું લખવામાં આવ્યું હતું, છતાં ઉતાવળે ઉતાવળે એ નરાધમોએ પોતાના આ પાપને સ્મશાનમાં લઇ જઇ સળગાવી દીધું. પણ અંતે થનાર થયું, અને જે વાત અંધારામાં રાખવાનો ઇરાદો હતો. તે આપોઆપ અજવાળામાં આવી ગઇ, જગતપત્રીએ નોંધાઇ ગઇ. સમરથની સહીઅર અને એની માતાએ એનો ભેદ ફોડી દીધો.

*　　*　　*　　*

મરનાર બાઇએ મૃત્યુને આગલે દિવસે પોતાના મોટાભાઇ ઉપર અને સવારે પોતાના બાપ ઉપર જે મોઢું જોવાનાં પત્રો **લોહીને** અક્ષરે લખ્યા હતા. પરંતુ એ પત્રો પ્હોંચે, ને પિઅરીઆ કંઇ પગલાં ભરે, તે પ્હેલાં સમરથ આ દુનિયા છોડી ગઇ.

## બે પત્રો

(૧)

**મુરબ્બી ભાઈ રાઘવજીભાઇ!**

જેતપુરથી લી૦ દુખીણી બેન **સમરથના** આશિષ વડિલને એક કાગળ મારા દુઃખનો લખ્યો. બે ત્રણ જણ સાથે ખબર કહેવડાવ્યા. સંતોકમાને પણ કહ્યું. તો પણ કોઇ મારી, ગોમખ રાંકડી દીકરીની વ્હાર કરતા નથી. **મોનજી** બાપા મારી સ્થિતિ જોઇ ગયા, પણ તે આંખ મીંચી ગયા. માવીતર મને કાંઇ પણ મદદ નહિ કરો? તમારે તો મારા જેવી ચાર બેન છે. હું એક ઓછી થાઉં તો તમને ખોટ નાહ પડે. મારી તમને તો આશિષ છે. તમારૂં સારૂં થાય......આ કાગળ વાંચી ભાઇને તુરત મોકલી મને તેડી જાઓ. હું તમારી પેપડી છું, એટલે ભારે નહિ પડું. મારા **સસરા** તથા મારી **સાસુ** તથા દુધીબાઇએ ભેગા થઇ મને મારી નાખવી એમ નક્કી કર્યું છે. **મને બે** દિવસ થયા ઉપવાસ છે. મારે માથે આ બધા જુલ્મ કરે છે. મને મારી નાખે, અને તમને કાંઇ થતું નથી? હું સામું લખું છું......ભાદરવા વદી એકમ. દીતવાર.

મારા ઉપર જુલ્મ થાય છે તે તમે આવીને સાંભળો ઠીક લાગે તો તેડી જજો. લી. દુઃખીણી બેન **સમરથના** આશિષ. દા. પોતે.

(૨)

**પૂજ્ય પિતાશ્રી બેચર ખેતશી!**

**જેતપુરથી** બેન **સમરથના** પાયલાગણ વાંચશો. જત આ કાગળ વાંચી તમો તુરત દેખત કાગળે **આવો** મને મારી નાખવાની તૈયારી છે, માટે જલદી આવો. મારૂં મોં જોવું હોય તો જલદી આવો. દા. **સમરથ.** સંવત્ ૧૯૮૦ના ભાદરવા વદી બીજ.

[ સ્વ. બ્હેન **સમરથના** સ્વહસ્તના પત્રની આ નકલો છે. ]

"**સૌરાષ્ટ્ર.**" તા. ૨૫ મી ઓકટોબર ૧૯૨૪.

શ્રી સૌરાષ્ટ્ર વીસા શ્રીમાળી દેશાવરી ન્યાત શા. છગનલાલ અમરશીના પ્રમુખપદે તા. ૨૮-૯-૨૪ને રોજ જેતપુર મુકામે ભેગી થઇ, તે વખતે વડાલના રહીશ શા. બેચર ખેતશીએ સમરથના બાપ જેતપુરના રહીશ શા. ગુલાબચંદ વેલજી (સસરો) વગેરે સ્હામે કરેલ અરજી. સામે નીકાલ કરવા માટે ન્યાતના આગેવાન સભ્યોમાંથી પાંત્રીસ સભ્યોની એક નિર્ણય સમિતિ નીમી. જેમણે સર્વાનુમતે નીચેનો ઠરાવ પસાર કર્યો.

બંને પક્ષકારોની તમામ દલીલો આ બાબતમાં સાંભળ્યા પછી જણાય છે, કે બાઈ સમરથ તરફ તેમની ઓરમાન સાસુ બાઇ હેમકુંવર તથા તેમના સસરા શા. ગુલાબચંદ વેલજી તથા તેમના પતિ શા. મગનલાલ તથા તેમની સલાહકાર બાઇ દુધી જાદવજી તરફથી બાઇના લગ્ન થયાં, ત્યારથી જ ઘણું દુઃખ આપવામાં આવતું હતું. તેમજ તે બાબત શા. ગુલાબચંદ હમેશને માટે જાણતા હોવા છતાં પોતાના ગૃહકલેશનો કોઇ પણ રીતનો બંદોબસ્ત તેમણે કર્યો નહિ, અને નિર્દોષ યુવાન બાળા ઉપર આવા પ્રકારનું દુઃખ દેવામાં આવે, તે આપણી જ્ઞાતિને નુકસાનકારક છે. માટે ઠરાવવામાં આવે છે. કે શાહ ગુલાબચંદ તથા તેમની સલાહકાર બાઇ દુધીને જ્ઞાતી બ્હાર મુકવા. પરંતુ શા. ગુલાબચંદ તથા બાઇ દુધીને ત્યાં તેમના દીકરી દીકરાના સગપણ થયેલ હોય તો તે ઉમર લાયક થયે લગ્ન કરતી વખતે વર તથા અણવર બંનેએ મળી લગ્નનું કામ પતાવી લેવું. અને તે બાઇઓનું આણું કે કોઇ પ્રસંગે તેડું કરવું હોય તો એક જણને મોકલી કામ પતાવી લેવું.

* * * *

હિન્દુ સમાજની સીતમગર ભઠ્ઠીમાં શેકાઇ છેવટ સ્મશાનમાં સૂતેલી એ અભાગીની સમરથના બળિદાનની પાપાત્માઓને આ ધૂળ જેવી શિક્ષા ! આ તે ન્યાતનો ન્યાય કે એક જાતનો ફારસ !

આંખો મીંચીને હજુ પણ ઘોરતી ઓ નિર્દય અને નફ્ફટ હિન્દુ સમાજ ! આંખો હોય તો ઉઘાડીને અવલોક, વાંચ; હૃદય હોય તો એ આર્ય બાળાની સહનવૃત્તિને સમજ; કાનો હોય તો એના કરૂણ પોકાર સાંભળ ! અને નહિ જુએ, નહિ સમજે, નહિ સાંભળે, તો ત્હારા નામ-નિશાન નાબૂદ થઇ જવાના દિવસ હવે પાસે જ છે.

* * **હિન્દુસમાજ ! આનો શો જવાબ આપે છે ?** * *

* * * *

લેખ પૂરો થતાં જ એના હાથમાંથી એ પાનાં નીચે સરી પડયાં. એની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. "ઓ ઇશ્વર ! આ અમારી સમાજ ! આ અમારો સંસાર ! જ્યાં રોજ ઉઠીને આવી નિર્દોષ બાળાઓનાં બલિદાનની, આવા શયતાન સાસરીઆંઓની......"

એના આવેશભર્યાં હૃદયમાંથી સળગતાં અંગારા જેવા આવા ઉભરાંઓ વિશેષ આગળ ઠલવાય, ત્યાં તો એક સફેદ વસ્ત્રમાં સજ્જ એવી હિન્દુ યુવતી ધીમેથી દ્વાર ઉઘાડી અંદર આવી ઉભી રહી. એનું મોઢું દયામણું હતું. એના હાથમાં એક વર્તમાનપત્ર હતું.

"આ જાહેર ખબર તમે આપી છે ?" એ ધીમેથી બોલી.

"જી...હા..." જવાબ મળ્યો.

"ત્યારે આપનું જ નામ વકીલ મી. વિનાયક ?"

---

* તા. ૨૫-૧૦-૨૪ના સૌરાષ્ટ્રના અંકમાંથી સ્વ શૈલિમાં ફેરફાર કરીને.

વિનુએ ડોકું હલાવ્યું. "આવો, બેસો." કહેતા એણે ઉભા થઇ ખુણામાંથી એક ખુરસી ખેંચી. આવનાર યુવતી એના મોઢા તરફ જોતી એમાં ગોઠવાઇ. પછી એણે જાહેરખબરનું પાનું કાઢી વર્તમાન-પત્રવાળો હાથ એની તરફ લંબાવ્યો. વિનુએ એના હાથ માંહેથી એ લઇ એની ઉપર નહિ જેવી એક નજર નાખી લીધી.

* ઘડીભર એને સ્હામે સુનરથ આવી બેઠી હોય, એવો ભાસ થયો! *

---

પુષ્પ: ૧૦

## "આંસુનો ઇતિહાસ"

"આપનું નામ?" વિનાયકે એને પ્રથમ પ્રશ્ન પૂછ્યો.

"ચંદ્રિકા."

"ન્યાત?"

"હિન્દુ...વણિક..."

"એક વણિક-કન્યાને આ સ્થિતિમાં નોકરી કરવાની જરૂર? શું આપને કોઇ સગાંસ્નેહી નથી?"

વિનાયકના આ પ્રશ્ને એ યુવતીની આંખમાં આંસુ ભરાયાં. એ રૂમાલ વડે એને લુછતાં ભરેલે કંઠે બોલી: "ભાઇ! મ્હારો જીવન-વૃત્તાંત જાણવાથી આપને કશો લાભ નથી. કૃપા કરી આપને જો આપના બાળકને માટે એક આયા તરીકે મ્હારી જરૂર હોય તો..."

"પરંતુ બ્હેન! હુંય ત્હારા જેવો જ એક સમાજથી અન્યાય પામેલો-એનાં બંધનની ચક્કીમાં પીસાયલો અભાગી અને દુ:ખી આત્મા છું. પેલી પારણામાં પોઢેલી બાલિકા પણ એક એવી જ અભાગીનીની યાદગીરી છે. મ્હારાથી બની શકે એટલી મદદ કરવા

હું કદાપી ચુકયો નથી, ચુકીશ નહિ. એટલે જો ત્હને વાંધો ન હોય, તો તું ખુશીથી ત્હારા આ ધર્મબંધુને ત્હારો દુઃખી ઇતિહાસ કહી સંભળાવ."

"ભલે, તો સાંભળો. આજથી પાંચ વર્ષ પરની આ વાત છે. હું અને મ્હારા પતિ આ શહેરમાં સુખચ્હેનમાં દિવસો પસાર કરતા હતા. મ્હને પરણીને સાસરે પધાર્યાને અર્થાત્ મુંબઇમાં જુદું ઘર માંડયાને બે વર્ષ થવા આવ્યા હતા. હિન્દુઓના હૈયાં હુલાવતો એ બળેવનો દિવસ હતો. ઓફીસોમાં રજા હતી. મ્હારા સ્વામી પણ મિષ્ટાન્નપાણી આરોગી નિત્યનિયમ પ્રમાણે સમીસાંજના સમુદ્ર કાંઠે ફરવા ગયા. એ મોડી રાત્રે પાછા ફર્યા. મ્હેં ઉંઘમાંથી ઉઠી એમને દ્વાર ઉઘાડી અંદર લીધા, ત્યારે એમની સાથે એક ભિખારણ જેવી યુવાન છોકરી હતી. એમની આજ્ઞાને વશ થઇ મ્હેં એને વસ્ત્ર બદલાવી એ રાત્રે મ્હારી પાસે પથારી નાખી સુવાડી હતી.

બીજે દિવસે સવારે ઉઠી મ્હેં "એ કોણ છે?" એમ મ્હારા હૃદયદેવતાને પ્રશ્ન કર્યો. એણે મ્હને 'સાંજના આવીશ, ત્યારે કહીશ.' એવો જવાબ વાળ્યો. એ તો જમી-કરીને પેલી અજાણી યુવતીની સંભાળ રાખવાનું મ્હને કહી નોકરીએ સિધાવ્યા, પણ મ્હારા મનમાં કેમે કરી ટાઢક વળી નહિ. "એ કોણ હશે? અહીં શા માટે આવી હશે?" વગેરે વગેરે વિચારોએ મ્હારા મગજને ભમાવી મુકયું. તમે જાણો છો કે સ્ત્રીઓનો સ્વભાવ મ્હોટે ભાગે ઇર્ષાળુ હોય છે! મ્હારા પતિ-પ્રેમમાં કોઇ ભાગ પડાવે, અગર તો શોકયની ગરજ સારે એ મ્હારાથી સંખાય જ કેમ? મ્હારી આંખોમાં ઇર્ષાએ અને હૃદયમાં સંશયે ઘર કર્યું. મ્હેં એને લાલચોળ આંખે મ્હારી પાસે બોલાવી ક્રોધથી પૂછયું:

" તું કોણ છે અલી ? "

" એક નિરાધાર અનાથ અભાગીની. "

" ક્યાંથી આવી ? "

" ભીખ માગતા માગતા કંટાળો આવતા જીવનનો અંત આણવા જતી હતી, ત્યાં તમારા પતિ ચંદ્રકાન્તે આવી મ્હને બચાવી લીધી. મ્હને સુખી કરવાનું વચન આપી એ અહીં લાવ્યા. "

" ત્હારાં માબાપ સગાંસંબંધી કોઇ નથી ? "

" છે, પણ તે બધાંય મ્હારે મને મરી ગયા જેવાં જ છે. "

" તો શું તે લોકોએ તને કાઢી મુકી છે ? "

" બ્હેન ! હું બાળવિધવા હોવાથી......"

" તું વિધવા છે. હં...ત્યારે તો કંઇ દાળમાં કાળું કર્યું હશે, તેથી આ હાલતે રખડવું પડ્યું. "

" બ્હેન ! હું આપને ત્યાં આશ્વાસન લેવા આવી છું. કૃપા કરી ઘાયલ હૃદયમાં આવા શબ્દો પ્રહારો કરી વધુ વ્યથા ન ઉત્પન્ન કરો. "

" ઓહો ! તે એવી સતી હતી, અને અંતરપીડા જ શાંત કરવી હતી, તો કોઇ વિધવાશ્રમ કે વનિતાશ્રમે નહિ સંઘરી ? કોઈ પુનર્લગ્ન કરનાર ન મળ્યું, તે એક પારકા પરણેલા પુરૂષને ઘેર ચાલી આવી ? "

" બ્હેન ! હું સ્વેચ્છાથી અહિં નથી આવી, પરંતુ તમારા પતિ મ્હને પરાણે–સોગન દઇને તેડી લાવ્યા છે. તેમ છતાં તમને ભારે પડતી હોઉં, તો ચાલી જાઉં. જ્યાં જગતમાં અમારાં જીવનની કિંમત જ રહી નથી, ત્યાં જીવ્યા અને મુઆ બધુંય સરખું. "

" કોઈ નહિ સંઘરતું હોય, ને જીવવું ન ગમતું હોય, તો ઝેર ખાઇને કે દરિયામાં પડીને મરી જતાં શું થાય છે ? "

બોલતા તો મ્હારાથી આવેશમાં આવા શબ્દો બોલાઇ ગયા. પણ પાછળથી મ્હને એમ થયું, કે મ્હેં ખોટું કર્યું. મ્હારા આ સોંસરા શબ્દો એને કાળજે કારી ઘા જેવા વાગ્યા. એકે શબ્દ પણ આગળ સાંભળ્યા વિના એ અશ્રુભરી આંખે ચાલતી થઇ ગઇ. એક વાર મ્હને થયું, કે: "લાવ, એને જતી રોકું. એની માફી માગું." પણ ફરી એ વિચાર પલટાયો. અભિમાને મ્હને એમ કરતાં અટકાવી. ભલેને ચાલી જાય, એમાં મ્હારા બાપનું શું લુંટાઇ જવાનું હતું? મ્હેં એને ચાલ્યા જવાનું ક્યાં કહ્યું છે?"

સાંજે એ ઘેર આવ્યા. આવતા જ એમણે પ્રશ્ન કર્યો: "પૂર્ણિમા ક્યાં છે?" મ્હેં મોઢું મચકોડી જવાબ વાળ્યો: "એ તો કોણ જાણે ક્યાં ચાલી ગઇ."

"ચાલી ગઇ!" એ ફાટી આંખે મ્હારી તરફ જોઇ રહ્યા.

"હા...પણ તેમાં આપ આમ ચમકો છો શાના?"

"ત્હેં એને કાંઇ કહ્યું હશે!"

"મ્હારે શા માટે કહેવું જોઇએ. તમને કંઇ લોકલજ્જાનો ડર નથી, તે જાણ્યા–જોયા વિના ગમે એવી ભિખારડીને ઘરમાં રાખવા તૈયાર થઇ ગયા. પણ આપણી આખી ન્યાતમાં આપણી આબરૂના કાંકરા થઇ જાય તેની કંઇ તમને ખબર છે?"

"પણ ત્હેં એને કહ્યું હતું શું?"

"કંઇ નહિ, મ્હેં તો સ્હેજ અમસ્તી એને એ વાત એના ભણાની કહી હતી, ત્યાં તો એ ઢોંગ કરીને ચાલી ગઇ."

"અને ચંદ્રિકા! હવે આજથી એના ગમન સાથે ત્હારા અને મ્હારાં સુખ સંતોષ અને સ્નેહ પણ સદાને માટે ચાલ્યાં ગયાં...બસ..." કહી એમણે પલંગમાં પડતું મૂકયું.

એજ રાત્રે એમને એકાએક તાવ ભરાઇ આવ્યો. સારા સારા ડૉક્ટરોને તેડાવ્યા, ઉપચારો કરી કરી થાક્યા, પણ એમને ફેર ન પડ્યો. એમની તબિયત દિવસે ને દિવસે વધુ લથડતી ચાલી. અને એક દિવસ ઓરડામાં કોઇ ન્હોતું. હું એમની પથારી પાસે બેસી રાતના એમને કપાળે બરફની પોટલી મુકતાં આંખમાંથી દડદડ પાણીના ટીપાં ટપકાવી રહી હતી. મ્હેં દવા પાઇ એમના મોઢામાં પાણી રેડ્યું, એટલે એ બોલ્યા: "ચંદ્રિકા! એ અનાથની આંતરડી દુભાવી, એને અન્યાય કરી એના નિશ્વાસના ભાગી થવામાં ત્હેં ભૂલ કરી છે. એની અંતર–વેદનાનો ખ્યાલ એ વખતે ત્હને નહિ આવ્યો હોય, પણ હવે આજે કાંઇક આવતો હશે. અને બે દિવસ રહીને મ્હારી આંખ મીંચાયા પછી પૂરેપૂરો આવશે."

"પણ મ્હેં એને શો અન્યાય કર્યો છે?"

"એ બિચારી દુ:ખી હતી, નિરાધાર હતી; એને દિલાસો દેવાને બદલે ત્હેં એને શબ્દશરોથી વીંધી પાછી નિર્દય દુનિયાની દયા ઉપર છોડી......"

"પ્રભુ! દેવ! મ્હારી ભુલ થઈ, મ્હને માફ કરો."

"ભૂલની શિક્ષા જ હોય. માફી ન હોઈ શકે. ચંદ્રિકા! જો તું મ્હને ચ્હાતી હોય, સાચા સ્નેહથી મ્હારે જ માટે માન ધરાવતી હોય, તો મ્હારી આંખો મિંચાય એ પ્હેલાં મ્હને વચન આપ કે તું એને શોધી કાઢી મ્હારો આ છેલ્લો સંદેશ એને કાને નાખીશ."

"પણ એવી તે એણે તમારા હૃદયમાં શી રૂડી છાપ છાપી છે, એવી તે તમને એને માટે કેવીક લાગણી ઉત્પન્ન થઇ છે, કે જેથી આપ આમ હતાશ થઇ ગયા છો?"

" જો...આ પત્ર વાંચ...એમાં એણે એનાં જીવનનો ઇતિહાસ આલેખ્યો છે." પથારી નીચેથી એક પત્ર કાઢી એણે ધ્રુજતે હાથે એ મ્હારા હાથમાં મુક્યો. મ્હેં ભીની આંખે એ ઉકેલ્યો. એમાં એણે પોતાની કરૂણ કથની કાવ્યમાં ગુંથી હતી. એ વાંચતાં મારી આંખમાં આંસુ ઉભરાયાં. એ બાપડીનું સૌભાગ્ય-પાત્ર ફુટી ગયું હતું. એની જીવન વીણાના પ્રત્યેક પ્રેમ તંતુઓ તૂટી ગયા હતા. એનો મહાન મનોરથ-પુષ્પોથી ગુંથેલો આશા-હાર પ્રેમ-પરીમલ પ્રસાર્યા વિના જ અકાળે કરમાઈ ગયો હતો. હું તો એને કોઇ રસ્તાની રખડતી અનાથ ભિખારણ સમજતી હતી; પરંતુ તેમ ન્હોતું. એ તો કોઇ ઉચ્ચ ગર્ભશ્રીમંત અને ખાનદાન કુળની કન્યકા હતી. એનાં એ જીવન પુસ્તકનાં પ્રત્યેક પાનાં કાળી શાહીથી કે કુમકુમથી નહિ, પણ કાજળ અને હૃદયના રકતથી આલેખાયલાં હતાં. એની પ્રત્યેક લીટીએ શોક દુઃખ અને સંતાપના શબ્દોની હાયવરાળો હતી. દુનિયાના કાવાદાવાથી અજ્ઞાત, સંસારનાં સ્નેહ-સુખોથી સર્વથા અપરિચિત, અને વિલાસ વૈભવોથી ન્હાનપણથી જ ત્યજાયલી એ વૈરાગીની સમાજને માટે નકામી થઇ પડી હતી. દયાહીન જગતને એના જીવનની લેશમાત્ર જરૂર ન્હોતી રહી. ખરાબા તરફ ધસડાતી એની જીવનનૌકા નિરાશાના વમળમાં ઘુમરી ખાતી હતી. ખરેખર એનો એ હૃદયંગમ પત્ર વાંચ્યા પછી જ મ્હને સમજાયું, કે મ્હેં એને ધુત્કારી કાઢવામાં ભયંકર ભૂલ કીધી છે; અઘોર પાપ કીધું છે.

અને એ પાપનો પશ્ચાત્તાપ, એ ભૂલની શિક્ષા, હું આજ પર્યંત ભોગવી રહી છું. એની એ હૃદયસ્પર્શી કાવ્ય-કથા અર્થાત્ આંસુનો ઇતિહાસ વારંવાર વાંચ્યા કરતા આજ મ્હને મોઢે થઇ ગયો છે. સાભળો:

[ હરિગીત ]

શ્રીમાનની છું સુત–વધૂ કુળવાનની છું કન્યકા,
છે તે છતાં અફસોસ કે હતભાગીનીના હાલ આ.
માબાપની બહુ લાડકી હું 'બ્હેન બ્હેન' થતી હતી,
ભ્રાતા ભગીની નહિ મ્હને સ્વચ્છન્દ વિહરતી હતી.

ઉંમર વરસ દશની થતાં મમ બાળપણ પૂરૂં થયું,
વિદ્વાન ગુણીયલ યુવકથી ભાવિ–જીવન સંધાઈ ગયું.
સંબંધ સંધાયા પછી શિક્ષણ સકળ પૂરૂં થયું,
સંસારનાં શિક્ષણ અનુભવમાં મગજ ગૂંથઈ રહ્યું.

પણ રે ! અરેરે ! ક્રૂર કિસ્મતને ન ભાઈ એ ગમ્યું,
પ્રેમી રમકડું ના વધુ થોડા વખત થોભ્યું–રમ્યું.
માતા તજી મૃત્યુભૂમિ....પરલોકને પંથે પળી,
બસ તે દિવસથી આશ અંતરની બધી જળમાં મળી.

જેની અમીમય ભેટથી ચૂમી થકી હું નાચતી,
હરખાઈ કાલા બોલથી જે હૃદય સરસી ચાંપતી.
એ ! એજ માતા ગઇ અભાગી થઈ પછી આ દીકરી,
ગોળી ફુટે ને થાય છે જેવી રઝળતી ઠીકરી.

જનની જતા સ્વર્ગે જતન સંતાનનું થાતુ નથી,
માતા બરાબર તાતથી વાત્સલ્ય સચવાતું નથી.
કહેવત પુરાતન કાળની લાખો પિતાના સુખમાં,
પોષાય ના સંતાન જે પોષાય માની હુંફમાં.

પાળે પિતા પય પાઈને નિજ રાજમાં પાણી જગ્યે,
પણ પુત્ર બનતો પુષ્ટ માની ઘંટીએ કે રેંટીએ !
લાખ્ખો લડાવે લાડ બાપૂ તોય બાળક ના રહે,
છાનો રહે માતા લગાડે 'ભાઇ' કહી છાતી સહે.

રે એક પત્નીવ્રત–પ્રતિજ્ઞા લઇ પિતા ભૂલી ગયા,
દશ મારા વિત્યા ના વિત્યા ત્યાં મોહમાં ડૂબી ગયા.
મંગળ મુહૂર્ત નક્કી કરી વરરાજ થઇ ઘોડે ચઢયા,
ને વંશ કુળનો રાખવા માતા–અપર આવી પડયા.

એ સાવકીના સ્નેહમાં આસકત તાત થઇ ગયા,
પત્ની નવીના પ્રેમમાં ભૂલ્યા સુતા પરની મયા.
ક્રોધિષ્ટ માતા સાવકી મારે વઢે ખામી નહિ,
જ્યાં તાત નહિ તરફેણમાં ફરિયાદ ક્યાં કરવી રહી ?

આ કોમમાં કન્યા-જનમનો મંદ એક ઉમંગ છે,
પગલાં વળી ત્યાં પુત્રનાં એ દુર્દશાના ઢંગ છે.
અળખામણી થઈ હું અપરમા પુત્રની માતા થતા,
અફસોસ બાપુ પણ થયા ધમકાવતા ને મારતા.

શત્રુ બની એ સાવકી....લાખ્ખો હૃદયના શ્રાપ છે,
ઓ ભાઈ ! મ્હારી આ દશા....એના બધાય પ્રતાપ છે.
સંબંધ જૂનો ક્ષણુ મહીં મા સાવકીએ રદ કર્યો,
બીજે વરાવી ખૂબ પૈસો દીન મહીયરમાં ભર્યો.

મમ માંસ લોહી વેચીને....વરપક્ષથી લક્ષ્મી લીધી,
રે ! હાય ! ભડભડતી ચિતામાં જીવતી હોમી દીધી.
આ દીકરી ને ગાય દોરે બેઉ ત્યાં દોરાય છે,
માલીક બાંધે એ ખીલે મુંગે મુખે બંધાય છે.

સૌભાગ્યના શણગાર મ્હારા તાત જેવા લાગતા,
પણ અણસમજણાં ઉરમાં નહિ ખ્યાલ એ કંઇ જાગતા.
બાળા વરસ હું બારની હસતી જતી'તી સાસરે,
અજ્ઞાત મ્હેં મૂક્યું હતું મસ્તક અપરમા–આશરે.

આભૂષણો અંગે નવાં મ્હાલું સદા હોંસે ધરી,
ખાવા–પિવાનું સુખ થતાં મા સાવકીને વિસરી.
સંસાર–સ્વામી–સ્નેહ તેમજ લગ્ન શી વસ્તુ હશે ?
સ્વપ્નેય એનો ખ્યાલ એ વેળા હ્રદયમાં ના હશે

–હોતી ખબર મરુભૂમિમાં આભાસ એ મૃગજળ તણો,
ને ચકચકે છે કાચના કટકા નથી હીરાકણો.
રંગે રૂપાળું શોભતું એ શ્વેત સોમલ ઝેર છે,
સાચા હીરાની ચમકમાં સંતાઇ મૃત્યુ–લ્હેર છે.

પરણ્યા પછી બે માસમાં તો લ્હાય લાગી સાસરે,
ડોસા–પતિ ત્હોંચી ગયા નિર્મળ અદાલત આસરે.
ચંદ્રક ચુડી ને ચોટલો સૌભાગ્ય–ચિહ્ન ગણાય જે,
ઓ ભાઇ ! હાય હરી લીધાં નિષ્ઠુર ભાગ્યવિધાત્રીએ.

નાવિક વિનાનાં નાવની કિંમત જગતમાં ધૂળ છે;
સ્વામી વિનાની સુંદરી સહુના નયનની શૂળ છે.
વૈધવ્ય વ્હાલાઓ સહુ વૈરી થવાનું મૂળ છે,
સંસારીઓના સ્નેહ ઉપલકીઆ ન સાચા સ્થુળ છે.

સ્વામીથી સાસરવાસમાં બે આંખની પણ શર્મ રે',
પણ સ્વામીહીન સ્ત્રી જાય જ્યાં ત્યાં શ્વાન પેઠે હડહડે.
મહિયર વિષે માતા વઢે ભોજાઇ ભાઇ બધાં લઢે,
હતભાગીની સંસારમાં સહુને અકારી થઇ પડે.

મોસાળમાં મામા ન માસા કોઈ કાકા સંઘરે,
બંધુ સગો યા બહેન પણ વિવેક સરખો ના કરે.
માથે પતિનું છત્ર સર્વે બ્હેન કહે છે ત્યાં સુધી,
અળગું થતા એ સ્નેહીની પલટાય સર્વ પ્રીતિ–રીતિ.

વય સોળની સમજુ થતાં આંસુ ભરુ છું આંખથી,
આજે પ્રભુને વિનવું ઉદ્ધારવા જગ–પાંખથી.
સરખી સખી મ્હારી વિવિધ વસ્ત્રાભૂષણ પ્હેરી ફરે,
મ્હેં પણ કહ્યું: "બા ! એક સાડી તું મ્હને એવી કરે!"

બોલી અપરમા ક્રોધથી શબ્દો હજુ ના વિસરી,
માર્યો તમાચો એક રાતીચોળ બે આંખો કરી.
"માટી મુઓ કયાં સાડી પ્હેરી જાય માને નાતરે,
ફુટયું કપાળ હવે બધા એ શૉખ શાના થઇ મરે ?"

વિધવા બની તું વેઠ ત્હારા કર્મમાં ચ્હોંટી હવે,
ઘરકામ કર ખા રોટલો સુખ-સ્વપ્ન સૌ પેલા ભવે.
કાળાં જીવન પર્યંત આવાં શોકનાં વસ્ત્રો સજે,
દિનરાત માળા ફેરવી મરનાર સ્વામીને ભજે."

દ્રઢતા ધરી ગાળ્યું જીવન મહીયર પછી મ્હેં વેઠમાં,
પણ એય સુકો રોટલો ખુંચ્યો વિધિના પેટમાં.
આધાર જીવનનો જરા શત ઘ્હાડ ત્યાં સંતાપના,
પડતા ઉપર પાડુ પડે એ ન્યાય શા જગ-બાપના?

માતા નવીનો લાડીલો સંતાન સ્વર્ગે સંચર્યો,
'પગલાં નઠારાં રાંડના' આરોપ મ્હારા પર પડયો.
માતા પતિને ખાઇને જંપી નહિ શું ડાકિની?
તે લોહી પીત્રું ભાઇનું ત્હેં છેવટે પિશાચીની?

'માતા!' કહ્યું મ્હેં 'વાત સરજનહારના એ હાથમાં,
બાળો વધારે ના હવે....સળગી રહી સંતાપમાં.'
ત્યાં તો ભયંકર ગર્જના સહ મેઘની વૃષ્ટિ થઇ,
વિજળી પડી આકાશથી વેરાન આ સૃષ્ટિ થઇ.

જલ્લાદના જાલીમ એ જુલ્મો વિષેથી છૂટવા,
નીડર બની એકી વખત મૃત્યુ-મઝાને લૂટવા.
નિર્ણય કરી ન્હાઠીછ હું મ્હારે હવે જીવવું નથી,
જાઉં જગતની જાણ માટે આત્મકથની આ લખી.

* * * *

એનો પત્ર અહીં પૂરો થતો હતો. મ્હેં અશ્રુભરી આંખે એની ફરી ઘડી વાળી એ પરબીડિઆમાં મૂક્યો. ત્યાં તો મ્હેં એ પત્ર વાંચનની પૂર્ણાહુતિની સાથે જ મ્હારા પતિદેવના જીવનની પણ સમાપ્તિ થએલી નિહાળી. "જો એ મળે તો એની મારી માગજે..." એ એમના છેલ્લા શબ્દો હતા. હું રડી, મ્હારી ભૂલને માટે પછી પુષ્કળ રડી; અને આજ પર્યંત એ સંભારીને રડું છું. ભાઇ! સ્વામીના મૃત્યુએ મ્હને દીવાની બનાવી દીધી. સગાં સંબંધી સર્વ કોઇની હું માનીતી હતી, એને બદલે એકાએક અળખામણી થઇ પડી. અને આજ ૭ ૭ માસ થયા એકલી અટુલી અહીંના એક પ્રસુતિગૃહમાં મ્હારી એક સખી સાથે નર્સનું કામ શીખી રહી છું"

"અને ત્હારૂં ગુજરાન?"

"મ્હારી સખી કરે છે."

"તો બ્હેન! હું પણ ત્હારા જેવો જ એક સમાજના રાક્ષસી રૂઢી બંધનોમાં સર્વસ્વ ગુમાવી ચુકેલો કમનસીબ જીવ છું. ત્હારા જેવી જ એક દુઃખી અનાથ અને અભાગીની બ્હેનની આ બાળકી છે. એને મુકીને એ એકાએક અદ્રશ્ય થઇ ગઇ છે."

"ભલે, તો હું એને મ્હારા પેટની પુત્રી તરીકે પાળીશ."

વિનુએ ઉઠી પારણામાં પોઢેલી બાળકીને લઇ એના હાથમાં આપી. એને ગાલે ચુમી ભરતાં એ અશ્રુભરી આંખે અને ગદ્દગદ્દ કંઠે બોલ્યો: "આજથી તું મ્હારી ધર્મની બ્હેન અને હું ત્હારો ધર્મનો ભાઇ છું. આ બાળકીને ઉછેરવાનું હવે હું ત્હને સોંપું છું. હવેથી ત્હારે ક્યાંય પણ ગુજરાનના સાધન માટે જવાની જરૂર નથી. આ મકાન આજથી તું ત્હારૂં પોતાનું સમજ, અને જો કોઇ પણ પ્રસંગે કોઇ પણ વ્યક્તિ ત્હને

આ બાળકીને માટે પુછે, તો મ્હારૂં નામ દેજે. મ્હારા દ્વાર ત્હારા જેવી અનાથ ધર્મભગીનીઓને માટે આજથી સદાસર્વદા ખુલ્લા છે. સમાજની લોકની કે ન્યાતીલાની કોઇની પણ પરવા ન કરીશ. જે સમાજ આપણને સંરક્ષણ નથી આપતી, તે સમાજના શાસ્ત્રો અને સિદ્ધાંતોમે માન આપવા આપણે બંધાયલા નથી. સમાજ આપણું કંઈ જ સાંભળવા કે રાખવા માંગતી નથી, તો આપણે પણ હવે સમાજનું કંઇ પણ રાખવા કે સાંભળવા માગતા નથી. એ એને રસ્તે, તો આપણે હવે આપણે રસ્તે. એને ઠીક લાગે એમ એ કરે છે, તો આપણને ઠીક લાગે એમ હવે આપણે કરશું. કહે, ત્હારો શો વિચાર છે ? ”

“ આપ કહેશો એમ કરવા હું તૈયાર છું. ”

“ તો લે, આ મકાનની ચાવી. મેનાને અને ઘરને સંભાળવાનું આજથી હું ત્હને સોંપું છું. તેમજ મ્હારી અભાગીની ચંપાની સાથે એ પૂર્ણિમાની પણ તપાસ કરવાનું હું ત્હને વચન આપું છું. ”

એને ઘર તથા બાળકી સોંપી એ ડગલો ટોપી પહેરી બહાર ચાલ્યો ગયો. એના ગયા પછી ચંદ્રિકાનાં મોઢામાંથી એટલા ઉદ્દગાર સર્યાઃ “ પ્રભો ! હજુ આવા આત્મભોગી વીરલાઓ જગતમાં વસે છે, તેથી જ ઉધાઇ લાગેલી સમાજનાં સ્થંભો તુટી ન પડતાં ડગમગતી દશામાં પણ ટકી રહેલા છે. ” એની આંખોમાંથી મોતીનાં દાણા જેવાં આંસુનાં બે ટીપાંઓ ગાલ પર સરી પડયાં.

—※ એ આંસુમાં ધગધગતી વરાળો હતી. ※—

પુષ્પ: ૧૧

# " મર્મપ્રહારો "

વિનાયકને મુંબઇ આવ્યાને આજ એક વર્ષ વીતી ગયું છે. ચંદ્રિકાને હાથે પેલી મા વિનાની બાળકી મેના આનંદ સાથે ઉછરી રહી છે. વકીલના ધંધાની પ્રેકટીશ પણ હવે ઘણી જ સારી જામી ગઇ છે. છતાં એને ગૌરી, ચંપા, કે પૂર્ણિમા ત્રણેમાંથી એકેનો પણ ભાળ હજુ મળી નથી.

ગરમીના દિવસ હતા. અદાલતથી ઘર તરફ પાછા ફરતા એણે બગીચાના એક એકાન્ત ખુણે પડેલી બેન્ચ શોભાવી. એને ત્યાં બેઠાંને થોડીવાર થઇ હશે, ત્યાં કેટલીક સફેદ વસ્ત્રમાં સજ્જ થએલી સ્ત્રીઓ દરવાજામાંથી અંદર દાખલ થઇ. એ સઘળીનો પોશાક હિન્દુ સ્ત્રીઓ જેવો હતો. એમના હાથમાં ન્હાની ન્હાની ચોપડીઓનો થોક હતો. આજુબાજુ હવા ખાવા બેઠેલા આબરૂદાર ગૃહસ્થો વચ્ચે એ સઘળી ફરી વળી. એમને ચોપડીઓ બતાવી, તે ખરીદવા માટે એ સર્વે આગ્રહ કરવા લાગી.

મ્હને 'એ ચોપડીઓ શાની હશે ?' એ જાણવા કુતૂહલ થઇ આવ્યું. મ્હારી જગ્યાએથી ઉઠી હું એક સદ્‌ગૃહસ્થની પાસે જઇ બેઠો. એમની પાસે એ ટોળામાંહેની એક સ્ત્રી ઉભી હતી. પેલા ગૃહસ્થના હાથમાં એણે એક ચોપડી આપી હતી. એમણે એનાં પાનાં ફેરવી જોયાં પછી ગજવામાંથી પાકીટ કાઢતાં પ્રશ્ન કર્યો: "આની કીંમત શી છે ?"

" ફક્ત એક પૈસો. " જવાબ મળ્યો.

પેલા—ગૃહસ્થે એ સ્ત્રીના હાથમાં એક પૈસો મૂકયો, એટલે મ્હેં એના હાથમાંથી એની ખરીદેલી ચોપડી જોવા હાથ લંબાવ્યો. "જોઉં મીસ્ટર! જરા જોવા દેશો?" કહી હજુ તો હું એમના હાથમાંથી એ લઈને ઉઘાડુ અને વાંચુ, ત્યાં તો એ સ્ત્રીએ પોતાની પાસેથી એક બીજી ચોપડી મ્હારા હાથમાં મુકી. "લ્યો, આ વાંચો. વાંચવા જેવી છે." એના મોઢા સ્હામું એક ક્ષણુ જોઈ મ્હેં ચોપડીનું પહેલું પાનું ઉઘાડયું. એનું નામ "ચંદ્રલીલા" હતું. અચાનક મ્હારાથી એનું છેલ્લું પાનું ઉઘડી ગયું. છેલ્લા શબ્દો ઉપર નજર પડતાં જ મ્હેં પેલા મુસ્લીમ ગૃહસ્થને કહ્યું: "અરે! આ તો ખ્રીસ્તી ધર્મની ચોપડીઓ છે."

એ ગૃહસ્થ કે જેમના હાથમાં "લુકની સુવાર્તા" નામે ચોપડી હતી, અને જે એમણે કોઇ વાંચવાની વાર્તાની ચોપડી હશે ધારી ખરીદી હતી, તેમણે મ્હારી સ્હામે ડોળા ફાડી જોતાં સાશ્ચર્ય કહ્યું: "શું કહો છો?" એને જવાબ આપવાને બદલે મ્હેં એ ચોપડી એ બાઇના હાથમાં પાછી આપતાં એટલો જ પ્રશ્ન કર્યો: "તમે ખ્રીસ્તી ધર્મના પ્રચારક છો?"

"જી...હા." જવાબ મળ્યો.

"તમારો પહેરવેશ તો હિંદુ જેવો છે!"

"અમારા ધર્મમાં ન્યાતજાત અને પહેરવેશના ભેદભાવ નથી."

"પરંતુ માફ કરજો, તમે આ રીતે આ પોશાકમાં ફરીને અને આવા વાર્તાના પુસ્તકોનાં નામ ચોપડી ઉપર છાપીને અન્ય ધર્મીઓને છેતરીને તમારો ધર્મપ્રચાર કરો છો, એ સારૂં કહેવાય નહિ. હા...હિંમતપૂર્વક કહીને આપો, કે આ ખ્રીસ્તી ધર્મનાં પુસ્તકો છે."

"ખરી વાત છે. આ તો તમે એક જાતની આલબાજી ચલાવો છો." મ્હારી સાથે બેઠેલા મુસ્લીમ ગૃહસ્થ લીધેલી ચોપડીના રોષમાં ને રોષમાં કટકા કરી નાખતા ગર્જી ઉઠયા.

વાત હવે વધી પડી. મામલો પણ જરા રસે ચઢયો. અમારી અને એ બાઇની વચ્ચે દલીલો અને ધર્મનો વિતંડાવાદ શરૂ થયો. એ બોલી: "જુઓ તો ખરા, હજુ આનાથી પણ તમારી સમાજ અને ધર્મનો બુરો વખત આવશે."

મ્હારા પાડોશી બિરાદરનો પિત્તો એના આ કટાક્ષ સાંભળતાં કાબુમાં ન રહ્યો. એ તો આ સાંભળીને એવા ઉકળી ગયા, કે એ બાઇના હાથમાંથી તમામ ચોપડીઓ આંચકી લઇ એણે પાસેના પાણીના હોજમાં ફેંકી દીધી. મામલો ગંભીર થતા એની બીજી બ્હેનપણીઓ જે આમતેમ ફરી રહી હતી, તે તમામ ત્યાં દોડી આવી પેલા ગૃહસ્થને વિંટળાઇ વળી. એ ટોળામાં મ્હારી નજર એ મુસ્લીમ ગૃહસ્થની સાથે સંગીન દલીલ કરતી સહુને મોખરે ધસી ગયેલી એક નીડર યુવતી ઉપર પડી. મ્હેં એને ઓળખી કાઢી. એ બીજી કોઈ નહિ પણ મ્હારી અદ્રશ્ય થઇ ગએલી ગૌરી હતી.

હવે હું મ્હારા એ બિરાદરની મદદે આગળ આવ્યો. મ્હારી ઉપર નજર પડતાં જ એ ચમકી. "કોણ...તમે ! અહીં ?" એના મોઢામાંથી સહસા એટલા ઉદ્‌ગાર બ્હાર સરી ગયા. એક ક્ષણ અમે બન્ને એકેકની તરફ મીટ માંડીને જોઇ રહ્યા. ઝઘડો ઝઘડાને ઠેકાણે રહી ગયો. હું મૌન તોડી ધીમે સાદે બોલ્યો: "ગૌરી ! હું ત્હારી સાથે એકાન્તમાં થોડી વાત કરવા માગુ છું."

"તમે ચાલતા થાવ, હું આવી પહોંચું છું." કહી એણે પોતાની અન્ય સખીઓને ત્યાંથી વિદાય કરી. ત્યાર પછી અમે બને પેલી એકાન્ત ખુણામાં પડેલી બેન્ચ ઉપર જઇ બેઠાં. એણે મ્હને ત્યાં જતાં જ પ્રશ્ન કર્યો: "કહો, હવે શું કહેવું છે?"

"ગૌરી! તું કોણ? અને આ શી પ્રવૃત્તિ!"

"એમાં આશ્ચર્ય પામવાની શી જરૂર છે? જે સમાજે મ્હને સંઘરી, જે ધર્મે મ્હને અપનાવી–આશ્રય આપ્યો, તેની હું સેવા કરી રહી છું."

"તો શું તું ક્રીશ્રીયન થઇ ગઈ! વટલઇ ગઈ!"

"હા. આત્મહત્યા કરી કલંકીતા ગણાવું, એના કરતા જીવીને લોક–કલ્યાણ કરવાનો આ માર્ગ મ્હેં મ્હારી રાજીખુશીથી પસંદ કર્યો છે."

"પણ ધર્મ! જાત! આબરૂ!"

"નહિ તો પણ તમારી સમાજમાં અમારા જેવી વિધવાઓને વળી આબરૂ હોય છે જ ક્યારે? વિધવાની ગણત્રી સમાજ એની પોતાની જાતમાં ક્યારે કરે છે? વિધવાનાં ધર્મ અને જીવન સમાજમાં સધવાનાં ધર્મ અને જીવન કરતાં સાવ નિરાળાં જ હોય છે."

"ગૌરી! સમાજે ત્હને અન્યાય કર્યો કબુલ, પણ એટલા માટે ત્હારે આવું સાહસિક પગલું એકદમ ન્હોતું ભરવું."

"તમારી સમાજ આજ વર્ષોથી અમને છુંદવાના પગલાં ભરી રહી છે, તેને કોઇ પૂછે છે ખરૂં? છતાં પણ સમાજના તમારા જેવા યુવાનોએ હિંમતથી અમારે માટે એવાં કોઈ સ્થાન રાખ્યાં હોત તો જુદી વાત હતી, પણ તેવું કંઇ જ નથી. આંસુ અને આત્મહત્યા એજ તમારી સમાજમાં અમારા વૈધવ્ય–જીવનને માટેની સગવડો!"

"ગૌરી! ગૌરી! એમ ન બોલ. સમાજમાં કંઈ કેટલા અબળાશ્રમો, વિધવાશ્રમો, અને પતિતાશ્રમો અસ્તિત્વ ધરાવે છે. ત્હારા ગયા પછી મ્હેં પણ એ દિશામાં પગલું ભરવા એક એવું અબળાશ્રમ ખુલ્લું મૂક્યું છે. તદ્ ઉપરાંત હવે તો હિન્દુ મહાસભાઓ તરફથી હિન્દુ મીશનો અને શુદ્ધિ સભાઓની શાખાઓ પણ ઠેરઠેર ખુલી ગઇ છે. મ્હારૂં કહ્યું માન, પાછી ફર. મ્હારી સાથે ચાલ. હું ત્હને શુદ્ધ કરી મ્હારા પોતાના અબળાશ્રમમાં જીંદગીભર રાખવા તૈયાર છું."

"માફ કરો વિનય! તમારા સ્થાપેલા એ આશ્રમો અને વનિતા-વિશ્રામો મ્હેં બધા બરાબર જોઇ નાખ્યા. એના ગોટાળા અને અંધેર પણ પૂરેપુરા સાંભળ્યા, જાતે પણ અનુભવ્યાં. એમાંની સેંકડો સંસ્થાઓમાં મોટે ભાગે સ્ત્રીઓને સાંસારી–જીવન જીવવાં જેવાં સ્વતંત્ર શિક્ષિત અને સંસ્કારિત (સ્ત્રીઓને યોગ્ય) શિક્ષણ નહિ, પરંતુ સાધુડી જીવન જીવવાનાં સાદાં અને ત્યાગી શિક્ષણ તેમજ વ્રત–અપવાસનાં કઠોર દંડની કેળવણી જ આપવામાં આવે છે. અને એ પ્રમાણે દમનનીતિથી તથા સ્વાભાવિક માનસિક વિકાસ–વેગની ફરજિયાત (મરજિયાત નહિ) અટકાયત કરવાથી આશ્રમોની અબળાઓ ભ્રષ્ટાચાર કરી પોતાની જાતને અને આશ્રમને બંનેને કલંક લગાડે છે."

"પણ મ્હારે માટે એવા ચારિત્ર્યની શંકા રાખવાની જરૂર નથી. તું મ્હને સારી રીતે ઓળખે છે. હું ત્હારે ખાતર–ત્હારા પ્રેમને ખાતર આ જીવન હજુ કુમારો રહ્યો છું."

"વિનય! હું તમને એવા આશ્રમ કાઢવાની સલાહ નથી આપતી."

"કારણ?"

" સમાજ સાધુડીઓનાં આશ્રમને પોષશે, તમારી અને મ્હારી ભાવનાના આશ્રમોને નહિ ચાલવા દે."

"ગૌરી! ત્હારૂં કહેવું સત્ય છે, મ્હારે એવા જ કડવા અનુભવ પછી સુરતમાં બાપીકા ઘરના એ આશ્રમને તાળું મારી દઇ હાલ અહીં આવવું પડયું છે. તેમ છતાં હું ત્હારાં આ પગલાંને નથી પસંદ કરતો?"

"જો તમને મ્હારે માટે હવે એટલું બધું લાગે છે, તો તે દિવસે હું તમારે ત્યાં સ્હામી ચાલી-ચલાવીને આશ્રય માગવા આવી હતી. યાદ છે, ત્યારે તમે મ્હને શો જવાબ આપ્યો હતો?"

"એ ભૂતકાળની ભૂલો હવે ભૂલી જા. એ ઠોકર ખાધા પછી મ્હને પૂરૂં ભાન થયું છે. અને આજ હવે મ્હારા વિચાર પલટાઈ ગયા છે."

"જો એમજ છે, તો ચાલો, મ્હારો હાથ ઝાલો. હું આપની સાથે આપને ઘેર હજુ પણ આવવા તૈયાર છું બોલો, તમે જાહેરમાં મ્હારી સાથે લગ્ન કરી મ્હને તમારી કરશો?"

"ગૌરી! લગ્નથી કંઇ વધારે છે વારૂ? આપણી વચ્ચે અખંડ પવિત્ર પ્રેમ છે, અને તે કાયમ રહે તે બસ નથી?"

"એટલે શું તમે મ્હને એક વેશ્યાની માફક તમારી રખાત તરીકે રાખવા માગો છો?"

"બિલકુલ નહિ. હું ત્હારા સ્નેહને સ્પર્શ કરવા માગુ છું, શરીરને નહિ. ત્હારી દેહશુદ્ધિ કરી ત્હને મ્હારા આશ્રમમાં રાખીશ. પછી આપણે બંને મળી ત્હારા જેવી અભાગીનીઓને મદદ કરવાનું..."

"પરંતુ હું તો સંસાર-સુખ ભોગવવા ઇચ્છું છું ઇંદ્રિય-દમન કરવાની અને મૃત્યુ પર્યંત સંયમની માળા ફેરવવાની શકિત મ્હારામાં નથી. આશ્રમમાં રહેવાને ખાતર નહિ પણ સંસારી થવાને ખાતર હું તમારી સમાજમાં પાછી આવવા તૈયાર છું."

" જો ત્હારી એવી જ ઇચ્છા હશે, તો કોઇ યોગ્ય યુવકને શોધી, તેની સાથે ત્હને..."

" કાં ! તમને પોતાને એ પગલું ભરતાં શો વાંધો છે ? "

" જેને કાર્ય કરવાનું છે. તે આશ્રમના કાર્યકર્તાઓ કલંકીત ન હોવા જોઇએ. "

" તો શું તમે મ્હારી સાથે વિધિપૂર્વક લગ્ન કરવામાં હજુ કલંક અને પાપ માનો છો ? "

" ગૌરી ! આખરે પણ તું એક વિધવા રહી. હું ત્હને પરણીને આશ્રમ ચલાવવા જાઉં. તો સમાજ મ્હારા એ આશ્રમ ઉપર થુંકે. "

" તો પછી જાવ, તમારી સમાજ અને તમારા આશ્રમોના સંચાલકો (થીઓરીટીકલ નહિ પણ પ્રેકટીકલ) વાણીમાં નહિ પણ વર્ત-નમાં આવાં પગલાં ભરી બતાવવાની જ્યારે હિંમત કરે, ત્યારે જ આવજો. અમે તમારા આશ્રમોમાં આવી યુવાનીમાં સંયમ પાળી, દેહ દમન કરી, ઉલ્લાસ અને વાસનાને કચરી નાખી સાધુડી સમા ત્યાગી જીવન જીવવા ખુશી નથી. આ લોકો—આ ઇશાઇ મીશન તો અમારા જેવા નિરાધાર બાળક—સ્ત્રીઓને પોતાની સાથે સ્નેહથી રાખે છે. તેને ભણાવે ગણાવે છે. સ્વતંત્ર ગુજરાન ચલાવી શકવાનાં શિક્ષણ (નર્સીંગ વિગેરે) આપે છે. નોકરી ધંધે લગાડે છે. એટલું જ નહિ પણ કોઇ પણ જાતના ભેદભાવ વિના પોતાની સમાજમાં દાખલ કરી રોટી વહે-વાર અને બેટી વહેવાર બંને રાખે છે. બોલો તમારી હિંદુસભા, હિંદુ ધર્મ એટલું કરી શકે છે ? "

" પણ વિશાળ હિંદુ ધર્મના સિદ્ધાંતો સામાન્ય અને સાધારણ થઇ જવાની સર્વ કોઇને બીક રહે છે. "

"તો પછી માંડી વાળો વાણીમાં સ્વતંત્ર અને શુરાતું અમને કામ નથી, અમારે તો વર્તનમાં-કર્તવ્યમાં શુરાનું કામ છે. જરા બતાવો તો ખરા, તમારી શુદ્ધિસભા, હિન્દુસભા, અબળાશ્રમો અને પતિતાશ્રમો જેવી સંસ્થાઓના કેટલા કાર્યકર્તાઓએ, કેટલા સંચાલકોએ અમારા જેવી વિધવાઓને–શુદ્ધ થએલીઓને–પતિતાઓને પોતાના ઘરમાં બેસાડી છે? કેટલાં પાવન થએલાં અસ્પૃસ્યો અને વિધર્મીઓને નોકરી ધંધે લગાડી તેમની સાથે એકજ ભાણામાં બેસી ખાધું છે? એકજ પ્યાલે પાણી પીધું છે? યા તો પોતાની દીકરીઓ તેમને પરણાવી છે? ધર્મ-પલટો કીધા પછી પણ તમે એના દેહ–પલટામાં અને વર્ણપલટામાં માનો છો ખરાને? બોલો, એને માટે તમારી સમાજ શો જવાબ આપે છે?"

"એકજ વાત ગોરી! કદાચ હું હને અપનાવું. મ્હારી સંસ્થા હને સ્વિકારે, પણ ત્હારી આ ક્રીશ્ચીયન સોસાયટીની માફક આખી હિંદુસમાજ હને સ્વિકારે, ગ્રહણ કરે, એની ખાત્રી હું હને નથી આપી શકતો."

"તો જાવ, વિનાયક! સમાજને એવી બનાવો. હિંદુ મીશનોને એ દિશા બતાવો. જે દિવસે તમારી સમાજ એ ભાવનાને ઝીલતાં શીખશે, તે વખતે તમારે વગર કહ્યે હું ખુશીથી તમારી સમાજનાં ચરણ ચુમવા ચાલી આવીશ."

એ ઉભી થઇ. વિનુએ એનો હાથ પકડયો "ગોરી હને હું કાલે વિચાર કરીને જવાબ દઇશ. વચન આપ કે આવતી કાલે મ્હને આ જગ્યાએ જરૂર પાછી મળી જઇશ."

"ભલે, આવીશ."

હાથમાં હાથ મુકી વચન આપી એ ચાલી ગઇ

પુષ્પ: ૧૨

## "કોનું પાપ?"

બીજે દિવસે વિનુ અને ગૌરી પાછાં મળ્યાં. વિનુ પોતાનો દૃઢ નિશ્ચય આજ કરી ચૂકયો હતો. રાતોરાત તે પોતાની જ્ઞાતિના શેઠને ઘેર જઈ ગૌરીની શુદ્ધિસભા કે હિંદુસભાના આશ્રય હેઠળ દેહશુધ્ધિ કરાવી, પોતાની સાથે પુનર્લગ્ન કરાવી આપી, ન્યાતમાં દાખલ કરવા બહુ બહુ સમજાવ્યા, પરંતુ એ ધર્મચુસ્ત સનાતની બ્રાહ્મણ પુરૂષે એને સાફ ઘસીને ના પાડી, એટલું જ નહિ પરંતુ એની બાબતની ચર્ચા કરવા સમસ્ત પંચને પણ એકઠી કરવાની ઉદારતા ન દર્શાવી. "બ્રાહ્મણ વિધવા! વટલેલી! અને તે પણ પાછી ખ્રીસ્તી-ધર્મમાં! અને એની સાથે પુનર્લગ્ન! પછી ઘાંચી-ગોલા અને આપણામાં ફેર જ શો રહ્યો?" એમણે દલીલ કરી.

"માફ કરજો મહાશય! તમે જેને ફેર કહો છો, એને હું હડહડતો અન્યાય કહું છું. ન્યાતજાતને ધર્મ તેમજ લગ્ન સાથે શો સંબંધ હોય? બલ્કે એ બાબતમાં તો આપણા વાણીઆ-બ્રાહ્મણ જેવી ભણેલી અને સમજુ કોમો કરતાં આવી કણબી-ખત્રી જેવી અન્ય કોમોને હું વધુ આગળ પડતી માનું છું. એ લોકો પુનર્લગ્ન કરી જાહેરમાં ઘર માંડી તમારા જેવાની આંખે ચઢે છે, જ્યારે તમે લોકો ઘરને ખુણે ભ્રષ્ટાચાર કરી ઉધાઇની માફક સમાજ અને કોમના થાંભલા અંદરથી કોરી નાખો છો."

આવા વાદવિવાદનું પરિણામ અંતે શુન્યમાં આવ્યું. નિરાશા અને અપમાન સિવાય એને અન્ય કશું પ્રાપ્ત થયું નહિ. ગૌરીએ એના ઉદાસ ચ્હેરા તરફ જોઇ પૂછ્યું: "કાં...પછી શો નિર્ણય કર્યો?"

"હું ત્હને સ્વિકારવા તૈયાર છું. પરંતુ ગૌરી! ન્યાતિ આપણને સ્વિકારવાની-સંઘરવાની સાફ ના પાડે છે."

"તો પછી એને વળગી રહેવા માટે આટલી બધી ખેંચાતાણ શા માટે કરો છો? ચાલો, ઉઠો, વિનય! હિન્દુધર્મ અને હિન્દુ-સમાજને તિલાંજલી આપો. મ્હારી માફક આ ઇશાઇ મીશનમાં જોડાવ. એમાં આપણને સ્થાન મળશે. આપણે બંને સુખી થઇશું."

"ભલે, જેવી ઇશ્વરની ઇચ્છા."

"ભરેલે હૈયે અને ભરેલી આંખે ગૌરીનો હાથ પકડી એ એની સાથે ગયો. પોતાની રાજીખુશીથી ધર્મ-પરિવર્તન કરી એણે પાદરી સમક્ષ ગૌરીને પોતાની સ્ત્રી તરીકે સ્વિકારી. એમનાં નવાં નામ મી. વિલીયમ અને મીસ ગ્રે પાડવામાં આવ્યાં.

* * * *

ઉપરની વાતને આજ પાંચ વર્ષનું અંતર પડી ગયું છે. પેલી ચંદ્રિકા અને ન્હાનકડી બાળકી મેનાને પણ વિનાયકે પોતાની સાથે જ સમજાવીને ખ્રીસ્તી-ધર્મમાં અપનાવ્યાં છે. સામાન્ય વકીલમાંથી ચઢતા ચઢતા સરકારી વકીલ બની આજ એ ન્યાયાધીશની પવિત્ર ખુરસી શોભાવી રહ્યો છે. ન્યાતી એનું નામ અને ઇતિહાસ ભૂલી ગઇ છે, પણ એ પોતે હજુ પોતાને અને ન્યાતને નથી ભૂલ્યો. એની ધર્મ-ભગીની ચંદ્રિકા પણ મીસ ચેઇનને નામે અત્રેની સરકારી સીવીલ હોસ્પીટલમાં નર્સ બની એને ત્યાં જ પોતાના દિવસ સુખસંતોષમાં નિર્ગમન કરી રહી છે. છતાં હજુ વિનાયક ચંપા અને પૂર્ણિમા એ બે નામ નથી ભૂલી શકયો. બહુ બહુ શોધ કર્યા છતાં હજુ એકેનો પત્તો નથી મેળવી શકયો.

આજે એ દિવસથી શહેરમાં દિલ્હીના પ્રખ્યાત આર્ય–સમાજીષ્ટ વકતા અભ્યાસી અને ધર્મપ્રચારક પંડિત સત્યચરણ શહેરમાં જુદે જુદે ઠેકાણે ભાષણો આપી ઠેર ઠેર આર્ય–મીશનો સ્થાપવાની ચળવળ ઉપાડી રહ્યા હતા. વિનાયકને કાને આ વાત આવતાં એ પણ આજ એ દિવસથી એ ભાષણો સાંભળવા જઇ રહ્યો હતો. અહીંના–ગુજરાતના આશ્રમો અને તેના સંચાલકોમાં અવિશ્વાસ અને કડવા અનુભવ ધરાવનાર વીલીયમને એનાં ભાષણો સાંભળ્યા પછી ઉત્તર હિન્દુસ્તાનના એ આશ્રમો, પ્રચારકો અને સંચાલકો તરફ કંઇક માનની લાગણી ઉત્પન્ન થઇ. છતાં એ કહેવામાં શૂરાઓ કર્તવ્યમાં પૂરા છે કે કેમ ? તેની ખાત્રી કરવાનો તેણે મક્કમ નિર્ણય કર્યો.

બીજે દિવસે એ કચેરીમાં ગયો. ન્યાયાધીશ તરીકેની ખુરસી શોભાવતા આજ એની સમક્ષ પોલીસે જે પ્રથમ કેસ રજુ કર્યો, તે એક પતિતા સ્ત્રીનો હતો. એને માથે એનાં દુધપીતાં બચ્ચાંને જીવતું મારી નાખી નદી કિનારે મુકી આવવાનો આરોપ હતો.

બાઇને હાજર કરવામાં આવી. એના કપડા સાદા અને સાધારણ હતા. એના હાથમાં એક કુમળાં બાળકની લાસ હતી. મોઢું દયામણું હતું. નીચું જોઇ રહેલી એ અભાગીનીને ન્યાયાધીશે સવાલ કર્યો: "આ બાળક ત્હારૂં પોતાનું છે ?"

"હા..." એણે નીચે મોઢે જ જવાબ વાળ્યો.

"ત્હારા પેટનાં બાળકને આવી રીતે મારી નાખી ફેંકી દેતાં એક માતા તરીકે ત્હારા પત્થર જેવા દીલમાં જરા પણ દયા ન આવી ?"

"ન્યાયાધીશ સાહેબ ! દયા ક્યાંથી ઉત્પન્ન થાય ? અમારા જેવી અભાગીનીઓને આવે પાપને માર્ગે ધકેલતાં અમારી હિન્દુસમાજને

દયા ક્યાં ઉત્પન્ન થાય છે? આ મ્હારૂં નહિ પણ **સમાજનું પાપ** છે. આ બાળકની માતા હું અભાગીની–કલંકીતા–પાપીની છું, પણ એનો પિતા સમાજમાં પોતાને પ્રતિષ્ઠિત તરીકે ઓળખાવનાર એક શ્રીમંત અને સનાતન ધર્મનો આગેવાન છે."

એનું નીચું વદન હવે ઉંચું થઈ ગયું હતું. એની લાલચોળ આંખોમાં આંસુનાં ટીપાં હતાં, પણ એના શબ્દોમાંથી અંતરની ધગધગતી વરાળો ઉડતી હતી. એ ન્યાયાધિશ તરફ જોઇને આગળ બોલી: "સાહેબ! હું તમને શું કહું? આજથી પાંચ વર્ષ પર હું એક ઉચ્ચ બ્રાહ્મણ કુળની બાળવિધવા હતી. સાસરીઆના અને સમાજના ત્રાસે ઘર છોડી હું આત્મહત્યા કરવા ગઈ હતી. પરંતુ ત્યાંથી તમારા જેવા એક સહૃદય યુવાને મ્હને પોતાને ત્યાં આશ્રય આપવાનું વચન આપી તેમ કરતાં અટકાવી હતી. પાછળથી તેની ગેરહાજરીમાં તેની સ્ત્રીની નજરે હું શોક્ય જેવી અને આપઘાત કરવા લાયકની લાગતાં તેણે મ્હને વાક્‌બાણોથી વિંધી દાઝયા પર ડામ દીધાં. આથી મ્હારૂં મગજ ફરી ગયું. કોઈપણ પ્રકારે આ સમાજને ભાર રૂપ એવા મ્હારા જીવનનો નાશ કરવાનો નિશ્ચય કરી સ્હામેથી આવતી એક મોટરકારની નીચે છુંદાઇ જવા હું રસ્તામાં વચ્ચોવચ્ચ સુઈ ગઇ. પણ મ્હારૂં મ્હોત ન આવ્યું. એમાં બેસનાર શેઠીઓ મ્હને બચાવીને પોતાને ત્યાં લઇ ગયો. મ્હારી નિરાધાર સ્થિતિ જાણ્યા પછી તેણે મ્હને પોતાને ત્યાં નોકરડી તરીકે રહેવા આગ્રહ કર્યો. મ્હેં એની વાત કબૂલી. છેલ્લા ત્રણ વરસ ઉપર એની સ્ત્રી પંચત્વ પામી, અને તે પછી એણે મ્હને સમજાવી–પટાવી અવળે માર્ગે ઉતારી. સમાજમાં આબરૂ અને મોભ્ભો ધરાવતા એ શેઠ જાહેરમાં મ્હને એની નોકરડીની માફક અને ઘરમાં પરિણિત

સ્ત્રીની માફક રાખવા લાગ્યા. એ મહાપુરૂષનું મુબારક નામ માણેકલાલ છે. ન્યાતે વણિક કોઇ વૈષ્ણવ સંપ્રદાય પાળે છે. દરરોજ સવારમાં લાંબુ ટીલું કરી મંદિરે દેવના અને ગુરુ મહારાજનાં દર્શન કરવા જાય છે. એ પૂણ્યાત્મા અને પ્રતિષ્ઠિત પુરુષનું આ પ્હેલું નહિ પણ બીજું પાપ છે. પહેલાં પાપ ફળનો એમણે આજ રીતે મ્હારી પાસે નાશ કરાવ્યો હતો, અને આજ બીજાં પાપનો નાશ કરવા જતાં હું પકડાઇ ગઇ છું. પોલિસે મ્હારી આ કેફિયત—આ એકરાર વજુદ વગરના હોઇ માનવાની ચોકખી ના પાડી છે, અને એ શેઠ પણ મ્હારા પકડાઈ ગયાની ખબર સાંભળતાં 'મ્હારી વર્તણુંક ઉપર શંકા આવતા મ્હને આજ ચાર માસ થયા એણે ત્યાંથી રજા આપવામાં આવી છે,' એવું હડહડતું જુઠાણું બોલી આમાંથી છુટી ગયા છે. એ પૈસાદાર અને પ્રતિષ્ઠિત હોવાથી પોલીસ અમલદારે એની જુબાની સાચી માની છે, જ્યારે મ્હારી ગરીબ અને અનાથ અબળાની વાત ઉપર કોઈ વિશ્વાસ કરતું નથી. હવે તમેજ વિચારો, આ કોનું પાપ? મ્હારૂં પાપ કે **સમાજનું પાપ?**"

"ન્યાયાધીશની આંખમાં એની આ હૃદયભેદક આત્મકથની સાંભળી પાણી આવ્યાં. એણે એને શાન્તવન આપતાં પૂછ્યું: "ગભરાઇશ નહિ, બ્હેન! ત્હને હું બરાબર ન્યાય આપીશ. કહે જોઉં, ત્હારૂં નામ શું?"

"મ્હારૂં પહેલું નામ તો પૂર્ણિમા હતું...પણ હમણા......"

"પૂર્ણિમા અને સુરતની રહેવાશી?" એને ધર્મભગીની ચંદ્રિકાએ કહેલો આંસુનો ઇતિહાસ સાંભરી આવ્યો. એણે પૂછ્યું: "ત્યારે સુરતમાં ત્હને આત્મહત્યા કરતા અટકાવી ઘેર લઇ જનાર યુવકનું નામ ચંદ્રકાન્ત હતું?"

"હા, અને મ્હને કાઢી મૂકનાર એની પત્નીનું નામ ચંદ્રિકા હતું."

વિલિયમે એને ઓળખી લીધી. એણે આંખમાંનાં આંસુ રૂમાલથી લૂછતાં કહ્યું: "બ્હેન! તું આજનો દિવસ મ્હારે ત્યાં રહે, હું એ શેઠને બોલાવી યોગ્ય તપાસ કર્યા પછી ત્હને ન્યાય આપીશ."

અમલદાર આજ્ઞા મુજબ પૂર્ણિમાને ન્યાયાધીશને ઘેર મૂકી આવ્યો. કોર્ટનું બીજું કામ ખલાસ થયા પછી સાંજે ન્યાયાધીશ પોતાને મુકામે પહોંચ્યા. ઘેર જતાં જ એમણે પોતાના પટાવાળાને એક ઠેકાણું લખી આપી શેઠ માણેકલાલને પોતાને ત્યાં હમણા ને હમણા તેડી લાવવા મોકલ્યો.

* * * *

દરમ્યાન ચંદ્રિકા અને પૂર્ણિમાની અરસપરસ ઓળખાણ થઇ ચૂકી ચંદ્રિકાએ પતિના છેલ્લા શબ્દોને માન આપી આંસુભરી આંખે પોતાની ભૂલને માટે એની માફી માગી. બંને સગી બ્હેનની માફક એકેકને ભેટી રડી પડયાં.

એટલામાં શેઠ માણેકલાલ આવી પહોંચ્યા. સ્હામસ્હામા ખુરશી ઉપર બેસતાં વિલીયમે એની તરફ જોઇ કહ્યું: "મી. માણેકલાલ! તમને ખબર છે, કે આજે કોર્ટમાં એક બાઇએ તેણીના બાળકના પિતા તરીકે તમને ઓળખાવ્યા છે?"

"હું! મ્હને કોઇ સ્ત્રી જ નથી. મ્હારી સ્ત્રીને મરી ગયાને તો આજ ત્રણ વર્ષ થયા, સાહેબ!"

"પરણેલી નહિ તો રખાત હશે."

"એ શું બોલ્યા? મ્હારા જેવો એક ચુસ્ત વૈષ્ણવ ધર્મી અને ખાનદાન માબાપનો દીકરો સ્વપ્ને પણ એવું કામ કરે?"

"તો પછી આ બાઇ બીજા કોઇના નામ પર નહિ ને એકલા તમારા જ નામ ઉપર ગળે પડે, એનું કંઈ કારણ ?" કહેતાં વિલીયમે તેની નજર સ્હામે પૂર્ણિમાને લાવી ઉભી કરી.

એને જોતાં જ એના ટાંટીઆ ધ્રુજી ઉઠયા. જીભે લોચા વળવા માંડયા. એ જેમ તેમ બોલ્યો: "પણ...પણ..."

"પણ શું ? તમે આ સ્ત્રીને બીલકુલ ઓળખતા નથી, એમ કહેવા માગો છો ?" વિલીયમે હવે પોતાની સત્તાનો સુસવાટો બતાવવા માંડયો.

"નહિ સાહેબ, હું એને ઓળખું છું, સારી પેઠે ઓળખું છું. પણ એ મ્હારી રખાત નહિ પણ નોકરડી હતી, અને છેલ્લા ચાર મહિના થયા...મ્હેં એને ઘરમાંથી કાઢી મૂકી છે."

"બસ કરો. માણેકલાલ ! હું એને સારી પેઠે ઓળખું છું. તમારા જેવા સમાજમાં આબરૂદારમાં ખપતા શ્રીમંતોને આવાં છૂપા વ્યભિચારી જીવન વિતાડી, આવાં નિર્દોષ બાલકોનાં લોહી રેડી, માથે આવી પડતાં હડહડતું જુઠાણું બોલી આવી બાપડી અનાથ બાળાઓને છોડી દેવામાં લ્યાનત છે, શરમ છે, ધિક્કાર છે. વિધવાઓને ફરી વિવાહ કરતા અટકાવતો, પતિતાઓને પાવન કરવામાં પાપના પડછાયાં ભાળતો તમારો પવિત્ર ધર્મ તમારાં આવાં છુપાં ને કાળાં કામ કરતાં કયાં સંતાઇ જાય છે ?"

"પણ સાહેબ ! હું આમાં નિર્દોષ છું.."

"ચુપ રહો હું તમારો એક પણ અક્ષર સાચો માનવાની સાફ ના પાડું છું. મ્હેં તમને અત્યારે ઘેર મળવા અહીં એટલા માટે બોલાવ્યા છે, કે જો હજુ પણ તમારી ઇજ્જત-આબરૂ અને ખાન-

દાની જાળવવી હોય, તો હું તમને એક છેલ્લી તક આપવા માગું છું. જેલજાત્રા જઇ છાપામાં કાળા અક્ષરે નામ છપાવી તમારા બાપદાદાની ઇજ્જત-આબરૂ ઉઘાડી ન પાડવી હોય, તો ઘરમેળે સમજી જઇ મ્હારા કહ્યા મુજબ હવે જાહેર હિંમતથી મયદાને પડો. તમે વિધુર છો, અને એક વાર નહિ પણ બબ્બે વાર આ અભાગીનીને આ પાપના કુવામાં હડસેલી ચુક્યા છો. તો આ વેળા એનો હાથ ઝાલી એને તમારી સ્ત્રી તરીકે સ્વિકારો, એના આ દુધપીતાં બચ્ચાના તમે સાચ્ચા બાપ બનો."

"સાહેબ! સાહેબ! એમ કરવાથી ન્યાતજાતમાં મ્હારી આબરૂ ઇજ્જત..."

"જેલમાં જશો, અને પેપરે ચડશો એના કરતાં વધારે સચવાશે"

"મ્હને વિચાર કરવાનો થોડો વખત આપો. સાહેબ!"

"બસ જાવ, તમને ચોવીસ કલાકનો સમય આપું છું. કાલ સાંજે આજ વખતે આવી તમારો છેલ્લો જવાબ આપી જજો; નહિ તો પરમ દિવસે અદાલતમાં ફેંસલો સાંભળવા હાજર થજો."

સલામ કરી એણે વિદાય લીધી. મીસીસ વિલીયમ મીસ ચેઇન અને પૂર્ણિમા તો એમનો આ ન્યાય સાંભળી છક થઇ ગયા. અને એ સંબંધમાં કંઇ સવાલ-જવાબ થાય, તે પહેલાં તો પટાવાળાએ અંદર આવી ખબર આપી: "એક સદ્‌ગૃહસ્થ આપને મળવા માગે છે સાહેબ!"

"જા, એમને આવવા દે."

થોડીવારમાં એક સનાતન ધર્મના સ્થંભ જેવા લાગતા વયોવૃદ્ધ પુરૂષે ત્યાં આવી સલામ કરી. વિલિયમે એને ખુરસી પર બેસવાનું

કહેતાં એની સ્હામે જોયું. તરત જ એણે એ આવનાર મૂર્તિને ઓળખી લીધી. એ તેજ એની જ્ઞાતિનો શેઠ હતો, કે જેને ત્યાં એ એકવાર ગૌરીને શુદ્ધ કરી પોતાની સાથે પરણાવી આપવાની સમજણ આપવા ગયો હતો. પણ એ વાત એણે હૃદયમાં હમણાં દાબી રાખી. કેમ જાણે એને એ ઓળખતો જ નથી!

—❀ પણ આવનાર એ પાંચ વર્ષ પહેલાના વિનાયકને ન ઓળખી શક્યો ❀—

---

પુષ્પ: ૧૩

## "હૃદય-પલટો"

"આપ કોણ છો, અને શા માટે આવ્યા છો?"

"સાહેબ! હું સમગ્ર વણીક કોમનો મહાજન શેઠ છું. સાથે આબરૂદાર અને પૈસાદાર છું. મ્હેં અત્યાર સુધીમાં કંઇ કેટલી બોર્ડીંગો, શાળાઓ, લાયબ્રેરીઓ, હોસ્પીટલો, દેવમંદિરો, ધર્મશાળાઓ અને એવી ધર્માદા સંસ્થાઓને મ્હારાથી બનતી મદદ કરી છે. મ્હારૂં નામ શ્રીમંતલાલ છે. પરમ દિવસે પહેલી તારીખે અમારી કોમ તરફથી એક અબળાશ્રમ મ્હોટા પાયા પર ખુલ્લું મુકવાનું નક્કી કર્યું છે. તો આપ સાહેબને મુબારક હસ્તે એ ક્રિયા થાય, એટલા માટે......"

"ભલે, મ્હને કંઇ વાંધો નથી. તમારા લોકોની એવી પ્રવૃત્તિ તરફ મ્હારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. પણ મી. શ્રીમંતલાલ! હું તો ખ્રીસ્તી છું, પરધર્મી છું. તમારી સમાજ મ્હારે હાથે એ આશ્રમ ખુલ્લો મુકાય, એમાં વાંધો નહિ ઉઠાવે કે?"

"ના રે સાહેબ! એ શું બોલ્યા? ઉલ્ટી તમારા જેવા પ્રતિષ્ઠિત અને વિદ્વાન માણસને હાથે એ ક્રિયા થતાં, સંસ્થાનું નામ જાહેર વર્તમાનપત્રોમાં જાણીતું થઇ જશે."

"હઁ...એમ છે! વારૂ, એનો ખર્ચ તમારી ન્યાતિના ફંડમાંથી ઉપાડવામાં આવ્યો છે કે તમે પોતે એકલાએ જ આ સ્વતંત્ર સાહસ..."

"ના રે સાહેબ! મ્હારૂં અને ન્યાતનું એટલું બધું ગજું નથી. એ તો અમારી ન્યાતની એક "ચંપા" નામની બાઇ વટલીને વેશ્યા થઇ ગએલી. તે ગયે વરસે સુરતમાં ગુજરી ગઇ. તે પોતાની પાછળ પોતાની એથી અઢી લાખ રૂપીઆની ગંજાવર રકમ વસિયતનામામાં એવી શરતે વાપરવાની લખી ગઇ હતી, કે: "વકીલ વિનાયક નામના એક વિશ્વાસુ માણુસને મ્હેં મ્હારી એક નાદાન છોકરી નામે "મેના" ઉછેરવા આપી હતી, તે જો મળી આવે, તો તે શખ્સને મ્હારી આ સંપત્તિ ઇચ્છાનુસાર ઉપયોગ કરવા સોંપી દેવી, અને જો ન મળે તો સમગ્ર વણીક ન્યાતના મહાજન શેઠને એ શર્તે આપવી, 'કે એમાંથી એક આલીશાન અબળાશ્રમ બંધાવી મ્હારા જેવી અભાગીનીઓને એમાં આશ્રય આપવો.' તે મુજબ ત્યાંના ન્યાયાધીશ તરફથી મ્હને બોલાવી પૂછવામાં આવતા, મ્હેં વિનાયક ઘણા વરસ પર વટલી ગયો હતો, અને એનો આજ કંઇ પત્તો નથી, એવી ખબર આપવાથી એ ગંજાવર રકમનો કબજો એનો ઉપયોગ મરનારની ઇચ્છા મુજબ કરવાની શર્તે મ્હને આપવામાં આવ્યો હતો. તે મુજબ જ્ઞાતિના મહાજન શેઠ તરીકે મ્હેં એવો એક આશ્રમ આજે બંધાવી એ સેવાકાર્ય પાર ઉતાર્યું છે."

પતિતા 'ચંપા' નું નામ એને મોઢે આજે ઘણે લાંબે વખતે સાંભળતાં એની આંખમાં પાણી ભરાયાં. એણે આંખો ઉપર રૂમાલ દાબતાં એશેઠને પૂછ્યું: " મી. શ્રીમંતલાલ! વિનાયક જીવતો નથી, એની ખાત્રી તમે પૂરેપૂરી કરી હતી કે?"

"જરૂર, અને કદાચ જીવતો હોય, તો પણ એવા ધર્મભ્રષ્ટ ન્યાતબહારીઆને આવી ગંજાવર રકમ દુરૂપયોગ કરવાને સોંપવી, એના કરતા એનો આવો સદુપયોગ કરી લાખોની આશિશ મેળવવાનું પુણ્ય-કાર્ય કરવું એ લાખ દરજ્જે વધારે સારું છે."

"પણ હું એ પૂછું છું, કે એક પતિતાના પાપી માર્ગે મેળવેલા પૈસામાંથી ઉભા થએલા આ આશ્રમને તમારી સમાજ અપનાવશે ખરી કે?"

"શા માટે નહિ? સાહેબ! પાપ અને પુન્ય માણસને અભડાવી શકે છે, તેના પૈસાને નહિ. સમાજને એનાં પાપ સાથે એમાં શું લાગે-વળગે?"

"વારૂ! આ અબળાશ્રમના સંચાલક તમે જ રહેશો, કે કોઇ બીજા?"

"એ તમામ જવાબદારી મ્હેં મ્હારે પોતાને માથે જ રાખી છે."

"ત્યારે પતિતાને પૈસે ઉભા કરેલા એ આશ્રમમાં પતિતાઓને રહેવાની અને સુધરવાની પણ તક અને સગવડ મળશે ખરી!"

"નહિ જી, અમારો વૈષ્ણવ ધર્મ વેસ્યાઓને એમાં નહિ રાખે. એ તો નિરાધાર સ્ત્રીઓ અને આ જીવન અખંડ બ્રહ્મચર્યમાં વિતાડનાર ત્યાગી વિધવાઓને માટે જ ખાસ રહેશે."

"કેમ! કોઈ વેસ્યા સુધરવા માગતી હોય, તો તેને આશ્રમ નહિ અપનાવે? નહિ સ્વિકારે?"

"વેશ્યાઓને રાખવા જઇએ, તો તો પછી એમાં કોઈ બીજી ચીજ નહિ આવે. અને અમારી કોમ અને અમારો ધર્મ એ કબુલ પણ નહિ કરે. એટલે એ તો બને જ નહિ."

"ભલે, ત્યારે પધારો."

જ્ઞાતિ-શેઠ સલામ કરી આવ્યા હતા એમ ચાલતા થયા. એના ગયા પછી વિલિયમના મોઢામાંથી એટલા શબ્દો બ્હાર પડયાઃ "ઠીક છે, બચ્ચા! વેશ્યાઓને સ્થાન આપતાં વૈષ્ણવધર્મને બાધ નડે છે, તો પછી એ આશ્રમ પણ કેમ ચલાવાય છે, તે ખબર પડશે."

ત્યાર બાદ તેણે તમામ વાત પોતાની પત્નીને કહી સંભળાવી.

* * * *

બીજા દિવસની સાંજ પડવા જ ન પામી. સવારના પ્હોરમાં જ વિલીયમે છાપામાં એવી ખબર વાંચી, કે "અત્રેના જાણીતા આબરૂદાર વેપારી શેઠ માણેકલાલ રામદાસે કાલે રાત્રે અફીણ ખાઇ એકાએક આપઘાત કર્યો છે. એણે મરતા અગાઉ એક પત્ર લખી મુકયો છે. જેમાં જણાવ્યું છે, કે કેટલાંક ખાનગી અંગત કારણોસર હું આપઘાત કરૂં છું. મ્હારી પાછળ મ્હારી જંગી મીલકતની વ્યવસ્થા કરવા માટે હું દિલ્હીથી અત્રે આવેલા આર્ય-ધર્મ-પ્રચારક પંડિત સત્યચરણને નીમી જાઉં છું."

ન્યાયાધીશની આંખોમાં ઝળઝળીઆં આવ્યાં. "પ્રતિષ્ઠાને જાળવવ પ્રાણ આપનાર એ પુરૂષ એને મૂર્ખ લાગ્યો. છતાં મરતી વખતે એને જ્ઞાન થયું, એની આંખો ઉઘડી, અને એણે પોતાની મિલકત એક

આર્યસમાજી પંડિતને નામે કરી, એને માટે એને એની તરફ માન ઉપજ્યું. મરતાં મરતાં પણ એ એક સત્કાર્ય કરતો ગયો. અને એના એ કાર્ય તરફ જોતાં એણે એની પાપી વાત હવે ઉઘાડી ન પાડવાનો સંકલ્પ કરી પુર્ણિમાનો કેસ અદાલતમાંથી કાઢી નાખ્યો.

*　　*　　*　　*

આજ પહેલી તારીખ હતી. ન્યાયાધીશ મી. વિલીયમ મીસીસ વિલીયમ સાથે પોતાના શુભ હસ્તે હજારો હિન્દુઓની મેદની વચ્ચે 'અબળાશ્રમ'નું મકાન દબદબા સાથે ખુલ્લું મુકવાનું ક્રીયા કરવા આવી પહોંચ્યા હતા. એમની પાસે જ્ઞાતિ-શેઠ મી. શ્રીમંતલાલ બેઠા હતા. ક્રિયા શરૂ થાય તે પહેલાં પ્રમુખસ્થાનેથી મી. વિલીયમ બે શબ્દ બોલવા ઉભા થયા. એમની આંખોમાં પાણી હતાં.

"હિન્દુ સમાજના ઓ ભડવીરો! સાંભળો. આજથી પાંચ વરસ ઉપર હું પણ હિન્દુ હતો-વણિક જ્ઞાતિનો હતો. મ્હારી સ્ત્રી પણ એક વણિક બાળવિધવા હતી, પણ તે વખતે અમને તમે ધિક્કારતા હતા, અમારે ઓળે તમે અભડાતા હતા, મ્હારા સ્થાપેલા પતિતાશ્રમની વિરૂદ્ધ ચળવળો ચલાવતા હતા. જ્યારે આજ હું પરધર્મી છું, છતાં મ્હારે-એક વિધર્મીને હાથે આ આશ્રમ ખુલ્લું મુકાવવાની પવિત્ર ક્રિયા કરાવવામાં તમને, તમારી સમાજને અને તમારા ધર્મને કશો બાધ નથી નડતો. જે સમાજ પોતાની કોમની એક પતિત બ્હેનને નથી અપનાવી શકતી, તે એના પાપ માર્ગની પુંજી કુંગે ઉજળે મોઢે વાપરી શકે છે? જે સમાજ

પોતાના એક ધર્મબંધુને નથી સ્વિકારી શકતી, નથી આશ્રય આપી શકતી, તે પરાઇ કોમ અને પરાયા ધર્મના માણસને આવા આશ્રમોની ઓપનીંગ સેરીમનીમાં શું જોઇને પ્રમુખસ્થાને પધરાવી શકે છે? હિન્દુ-સમાજના ઓ નેતાઓ! વિચાર કરો, ખ્યાલ કરો, મ્હારો જીવતો અને જાગતો દાખલો તમારી સમક્ષ મોજુદ છે. છતાં જો એટલાથી પણ આપને સંતોષ ન થતો હોય, તો આ યુવતી તરફ જુઓ" કહી એણે પૂર્ણિમાને આગળ બોલાવી. "આ એક તમારી જ જ્ઞાતિની અન્યાય પામેલી પતિત બ્હેન છે. સમાજના એક ખાનદાન અને આબરૂદાર શેઠીઆએ એ બાપડીને આ સ્થિતિમાં લાવી કુદરતની દયા ઉપર છોડી દીધી છે. એના હાથમાં જે દુધપીતું બચ્ચું છે, તે એક પ્રતિષ્ઠિત પુરૂષનું પાપ છે. અદાલતમાં મ્હારી સમક્ષ એ બાઇએ 'નિર્દય હિન્દુસમાજનું આ પાપ છે, અને એજ એને માટે જવાબદાર છે,' એમ જણાવી ન્યાય માગ્યો છે. તો મ્હને આશા છે, કે તમારામાંનો કોઇ જ્ઞાતિબંધુ એને ગ્રહણ કરી સુખી કરે, ત્યાં તો પછી જ્ઞાતશેઠ એનુ નામ આ આશ્રમમાં પ્રથમ નોંધી એને સ્વતંત્ર જીવન જીવવાની સગવડ કરી આપે!"

ન્યાયાધિશ સાહેબ અંત્રે બે મીનીટ થોભ્યા, પણ એમની આ બે ચેલેન્જોમાંથી એકે પણ ઉપાડી લેવા કોઇ યુવાનવીર આગળ આવ્યો નહિ એટલે લાલચોળ આંખે એ બોલ્યા: "કેવળ ધર્મ-રક્ષાની મ્હોટી મ્હોટી વાતો કરનાર, અને આવાં નામનાં-શોભાના આશ્રમો બંધાવનાર સમાજના ઓ આગેવાનો! જો તમારામાં આવી ભૂલેલી અભાગીનીઓને સત્યપંથે દોરી ન્યાય આપવાની ઉદારતા ન હોય, તો તમને શરમ છે, લ્યાનત છે, ધિક્કાર છે. જોજો, યાદ રાખજો, એક

દિવસ તમારી આ કહેવાતી સમાજ ભડભડાટ સળગી જશે. એનું નામ-નિશાન પણ ઇતિહાસમાં નહિ રહેવા પામે. અને મી. શ્રીમંતલાલ ! હું એક મેજીસ્ટ્રેટ તરીકે નહિ, પરન્તુ આજથી પાંચ વર્ષ ઉપરના પટલી ગએલા વણીક યુવાન વિનાયક તરીકે આ આશ્રમનો કબજો આજથી મ્હારે હસ્તક લઉં છું."

"અને જો કોઇપણ વણીક યુવાન આ પતિતા બ્હેનને ન્યાય આપવાને તૈયાર ન હોય, તો હું પંડિત સત્યચરણ જાતે એને અમારી વેદોક્ત રીતીથી શુદ્ધ કરી આર્યસમાજની રૂઢીએ પત્ની તરીકે સ્વિકારવા તૈયાર છું." એ પ્રચંડ ટોળામાંથી દિલ્હીના એ કર્તવ્યપરાયણ પુરૂષ બ્હાર પડયા.

"શાબાશ ! તો હું આ બ્હેન પૂર્ણિમાનો હાથ પંડિત સત્યચરણના હાથમાં ખુશીથી મુકવા તૈયાર છું. તે સાથે આ અબળાશ્રમનું નામ બદલી નાખી "હિંદુ પતિતાશ્રમ" રાખવાનું જાહેર કરી, એમને જ હાથે એ ખુલ્લો મુકાવી એનાં સંચાલક પણ એમને જ નિયત કરૂં છું. અને એને માટે જોઇતી પરવાનગી આજને આજ સુરતના માનવંતા ન્યાયાધીશને લખી મંગાવું છું. મ્હને આશા છે, કે પંડિતજી ગુજરાતના આવાં અન્ય સંચાલકોને પોતાના જીવનમાંથી જાતે આગળ પડી કર્તવ્ય કરી બતાવવાનો દાખલો બેસાડી આવા આશ્રમોને અને આર્યસમાજની સંસ્થાઓને શોભાવશે."

શ્રીમંતલાલ અને ન્યાતીલાઓ ફાટી આંખે મી. વિલીયમ તરફ જોઇ રહ્યા. પંડિત સત્યચરણે એ "હિંદુ પતિતાશ્રમ" પોતાને શુભ હસ્તે ખુલ્લો મુકયો. ત્યાર બાદ સઘળા મોટરમાં બેસી ત્યાંથી ચાલ્યા ગયા.

બીજે દિવસે સુરતના ન્યાયાધિશનો તાર મી વિલીયમ ઉર્ફે વિનાયકની તરફેણમાં આવ્યો. મી. સત્યચરણ અને પૂર્ણિમાનાં લગ્ન ધામધુમથી થયા. પંડિત સત્યચરણે મી. વિલીયમને ખાત્રી આપી, કે અમારી આર્યસમાજ કોઇપણ જાતનો ભેદભાવ રાખ્યા વિના તમને અપનાવશે–સ્વિકારશે, અને એનું પરિણામ છેવટ એ આવ્યું, કે મી. વિલીયમ અને મીસીસ વિલિયમ આર્યસમાજના આશ્રય હેઠળ પાછાં શુધ્ધ થઇ હિંદુધર્મમાં આવ્યા. પંડિત સત્યચરણે સ્વ. માણેકલાલના પૈસાનો ઉપયોગ ઠેકઠેકાણે આશ્રમો બંધાવવામાં કર્યો. અને ચંદ્રિકાને "હિંદુ પતિતાશ્રમ"ની સંચાલિકા નીમી પતિત બહેનોને આશ્રય આપવાનું કાર્ય એને સોંપવામાં આવ્યું.

હિન્દુસમાજ હવે પોતાની આંખ ક્યારે ઉઘાડે છે?




[ તા. ક.—આ પુસ્તકનાં પાત્રો અને પ્રસંગો કેવળ કલ્પિત હોઇ એને કોઇ જીવન્ત વ્યક્તિ કે વિષય સાથે સંબંધ નથી. ]

# સાહિત્યનાં સર્વોત્તમ પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| જયા જયન્ત | ૧-૧૨-૦ | હોદ ડહાપણ સાગર | ૧-૮-૦ |
| ન્હાના ન્હાના રાસ | ૧-૦-૦ | શાક પાક પકવાન શાસ્ત્ર | ૩-૦-૦ |
| ઉષા | ૧-૮-૦ | પકવાન પોથી | ૩-૦-૦ |
| ગીત મંજરી | ૧-૪-૦ | કબીર કાવ્ય | ૩-૦-૦ |
| સુડાબોત્તેરી | ૨-૦-૦ | સ્વામી વિવેકાનંદજી. ચરિત્ર | ૩-૪-૦ |
| થોડાંક છૂટાં ફૂલ | ૧-૪-૦ | ,, રામતીર્થ ,, | ૩-૦-૦ |
| રસનાં ચટકાં | ૧-૪-૦ | નિત્ય સ્મરણ સ્તોત્ર | ૦-૧૨-૦ |
| પ્હીઅરને પથે | ૧-૮-૦ | પંચ પ્રતિક્રમણ સૂત્ર | ૧-૪-૦ |
| દેવોને ખુલ્લા પત્રો | ૧-૪-૦ | દેવ શીરાઝ | ૦-૧૦-૦ |
| ગુંજાનો વર | ૨-૦-૦ | ગઝલમાં ગાથા | ૨-૦-૦ |
| ફેન્સી ફારસો | ૨-૮-૦ | તિલોત્તમા | ૧-૦-૦ |
| ઉંધીયું | ૧-૮-૦ | દાનવીર કાર્નેગી | ૧-૮-૦ |
| ઢીરેફની વાતો | ૧-૪-૦ | મુસ્લીમ મહાત્માઓ | ૧-૧૨-૦ |
| કળિયુગની વાતો | ૧-૮-૦ | નેપોલીયન બોનાપાર્ટ | ૩-૦-૦ |
| નવ નવી વાતો | ૧-૮-૦ | શ્રીમદ્ ભગવદ્ ગીતા | ૦-૧૨-૦ |
| મૃગજળ | ૧-૮-૦ | પંચરત્ન ગીતા | ૧-૮-૦ |
| નાગ કન્યા | ૧-૦-૦ | શ્રીમદ્ ભાગવત | ૫-૦-૦ |
| સરળ ગીત ગોવિંદ | ૧-૧૨-૦ | બત્રીસ પુતળી | ૨-૮-૦ |
| આગ્રાનો મુસાફર | ૨-૦-૦ | કાવ્ય દોહન | ૧-૦-૦ |

વી. પી. પોષ્ટેજ જુદું સમજવું.



## શ્રી નવજીવન પુસ્તકાલય

ટાવર રોડ—સુરત.

"પુષ્પ"ના હાસ્ય રસિક એકાંકી નાટકો.

એક પણ સ્ત્રી પાત્ર વિનાના.

# ગ્રીકલેસ બેરીસ્ટર

[ ફક્ત ગુજરાતી જાણનાર વિદ્યાર્થીઓ પણ ભજવી શકે છે. ]

# અમેરીકન ડોકટર

[ અંગ્રેજી મીડલ સ્કુલના વિદ્યાર્થીઓ માટે ખાસ ]

# અપ-ટુ-ડેટ સેમ્પલ્સ

[ ફક્ત હાઇસ્કુલ અને કોલેજના વિદ્યાર્થીઓનેજ માટે ]

# મુંબઇ નો મવાલી

[ સ્ત્રી પાત્ર વગરનાં-નાટકના થીએટર ઉપર સ્ટેજ થઇ શકે એવો. ]

ગાયન-બજાણું તથા નૃત્યનાઓ, સ્ત્રીના [illegible] નાટક [illegible] સોશિયલ ગેધરીંગ, ઇનામના [illegible] મેળાવડા, તથા [illegible] સંમેલનોમાં શિષ્ટ સ્ત્રી-પુરુષો સમક્ષ વિના સંકોચે ભજવી શકાય એવા છે.

મૂલ્ય: દરેકના પાંચ આના [ પોસ્ટેજ સાથે ]

**શ્રી નવજીવન પુસ્તકાલય-ટાવર રોડ-સુરત.**